# નિવેદન

આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના ઉદ્દેશથી, પતિતપાવન કે શ્રીમન્ત સરકાર મહારાજા સાહેબ, શ્રી સયાજીરાવ ગાયકવાડ ત્રીજા, સેનાખાસખેલ, સમશેરબહાદુર, જી. સી. એસ. આઈ., જી. સી. આઈ. ઈ., એલએલ ડી , એઓશ્રીએ કૃપાવન્ત થઈને બે લાખ રૂપિયાની રકમ અનામત મૂકેલી છે. તેના વ્યાજમાથી શ્રી સયાજી સાહિત્યમાળા રૂપે વિવિધ વિષયોને લગતા પુસ્તકો તૈયાર કરાવવામા આવે છે.

તદનુસાર, આ 'મીરાબાઈ-એક મનન' એ નામનુ પુસ્તક, ડૉ. મંજુલાલ ર. મજમુદાર પાસે તૈયાર કરાવવામા આવેલુ તેને મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા તરફથી ઉક્ત માળામા ઉદરમા પુષ્પરૂપે, પ્રસિદ્ધ કરવામા આવે છે.

ભો. ધૂ. પારેખ
સંશોધન અધિકારી,
પ્રાચ્યવિદ્યા મન્દિર,
વડોદરા
તા. ૨૫-૯-૧૯૬૧

જ્યોતીન્દ્ર મા. મહેતા
ઉપકુલપતિ,
મ સ વિશ્વવિદ્યાલય,
વડોદરા

# અર્પણ

જેના સાથમા 'મીરાં-સંશોધન' શરૂ કર્યું

તે

જીવન-સહચરી ચૈતન્યબાલાના

સ્મરણોને અર્પણ !

## ખંડ ૨ : મીરાંબાઈ–ભક્તિની ભૂમિકા (પૃ. ૫૯–૭૨)



## ખંડ ૩ : મીરાંબાઈ–કવિતાનો સંદેશ (પૃ. ૭૩–૧૨૬)

# ઉપોદ્‌ઘાત

પ્રસ્તુત 'અધ્યયન' અને 'મનન'નો ઇતિહાસ જરાક લાંબો છે શરૂ શરૂમાં મીરાંબાઈ સંબંધી વ્યવસ્થિત સંશોધન થઈ શકે એવા હેતુથી સને ૧૯૨૭માં તથા સને ૧૯૩૦માં મુંબઈ યુનિવર્સિટીએ, તેની સ્થાપનાના ઇતિહાસમાં પહેલી વાર, સાહિત્યના વિષયમાં સંશોધન કરવા માટે રૂ. ૩૦૦ની તથા રૂ. ૨૫૦ની મને 'રિસર્ચ ગ્રાન્ટ' આપી હતી.

આ પહેલાં, શ્રી તનસુખરામભાઈ ત્રિપાઠીએ મીરાંબાઈ સંબંધી સંશોધન કર્યાનું જાણમાં હતું. છતાં એ પોતે મીરાંબાઈની મારવાડની ભૂમિમાં જાતતપાસ કરવા ગયાનું જાણવામાં નથી તનસુખરામભાઈએ ભેગી કરેલી કેટલીક અસલ નોંધો, સ્વ. મું અંબાલાલ જાનીદ્વારા તનસુખરામભાઈના પુત્ર ધર્મસુખગમ પાસેથી મને મળી હતી, તેની સાભાર નોંધ હું લઉં છું

મીરાંબાઈનાં પદોની ભાષા 'જૂની પશ્ચિમ રાજસ્થાની' હોવી જોઈએ—જે આગળ જતાં, મારવાડ અને ગુજરાતના સંબંધો છૂટા પડવાથી 'મારવાડી' અને 'ગુજરાતી' જેવી પ્રાદેશિક ભાષાઓ રૂપે વિકાસ પામતી ગઈ—તે વ્યાપક ભાષામાં રચાયેલાં પદો મળે છે કે કેમ? તે વિધાનનું સંશોધન કરવા માટે, મીરાંબાઈનાં હસ્તલિખિત પદોની અસલી ભાષાની શોધ કરવાની મને પ્રેરણા મળી પરિણામે રાજસ્થાનનો પ્રવાસ અનિવાર્ય બન્યો

'રિસર્ચ ગ્રાન્ટ'ના પ્રોત્સાહનથી પ્રવાસ સુલભ બનવાથી, અને તે સમયે બિકાનેરના દીવાનપદે હતા તે સર મનુભાઈની સલામણથી જોધપુર, બિકાનેર, કિશનગઢ વગેરે રાજ્યોના ગ્રંથભંડારો તથા

'રામ દ્વારાઓ' ના સંત-આશ્રમોમાં ફરવાની બીજા કોઈને નહોતી મળી તેવી અનુકૂળતા મને મળી જેને પરિણામે મીરાના અનેક અપ્રકટ પદો, જૂની રાજસ્થાની ભાષામાં નિત્ય ભજનના ગુટકાઓમાં ઊતારેલા મારા જોવામાં આવ્યા

સાથે સાથે નરસિંહ મહેતાના પદો પણ આ ભજન-ગુટકાઓમાં ઊતારેલા મારા જોવામાં આવ્યા. મને સાનંદાશ્ચર્ય થયું ! મેં પદોની નોંધ કરી લીધી અને આ સંબંધી મેં ૧૯૩૬માં અમદાવાદમાં મળેલી 'ગુજરાતી સાહિત્ય પરિષદ' વખતે લેખ રજૂ કર્યો, "નરસિંહ અને મીરાના પદોનો મારવાડમાં પ્રચાર" આ નવી શોધનો ઉ લેખ કૃ મો ઝવેરીના 'ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો'ની નવી આવૃત્તિ ૧૯૩૮માં પ્રગટ થઈ તેમાં થયો, અને આ શોધ હવે સર્વવિદિત બની ગઈ છે

મીરાબાઈના પદોનો સારો એવો સંગ્રહ ભેગો કરનાર 'કાવ્ય માધુર્ય'ના સંપાદક મુરબ્બી શ્રી હિમ્મતલાલ ગણેશજી અંજારિયાને તેમના 'પ્રભુકૃપા' નિવાસમાં ખાર મુકામે, હું તથા મારા પત્ની (સ્વ) ચૈતન્યબાલા જઈને મળ્યા, અને ૧૯૨૭ના સપ્ટેમ્બરમાં યુનિવર્સિટી તરફથી મળેલી ગ્રાંટની વાત કરતાં બરોબર, આ ઉદાર મનના સહૃદયી સાક્ષરે પોતાનું સંચેલું પદધન અમારા હાથમાં મૂક્યું તે ધન્ય પ્રસંગ આજે સંભારીને હું કૃતકૃત્ય થાઉં છું, કારણ કે એમના આશીર્વાદથી જ આ કાર્યનો પ્રારંભ થયો હતો

સં ૧૬૪૨માં દ્વારકાના મંદિરની પોથી ઉપરથી ઊતારેલી એવી એક મીરાના પદોની પોથી ડાકોરમાંથી પ્રાપ્ત થયેલી છે તે બનારસના ડૉ શ્યામ સુંદરદાસ પાસે પહોંચી ગઈ છે, અને તેમાંના કેટલાક પદોની પ્રતિલિપિ 'મીરા સ્મૃતિગ્રંથ'માં ૧૯૫૧માં પ્રગટ કરેલી છે મીરાની સખી લલિતા દ્વારા આ ભજનોની નોંધ થઈ હતી એમ શ્રુતિ પર પ । છે પ્રો મુરલીવર શ્રીવાસ્તવે આ ૬૯ પદો ઉપરાંત, કાશીની સં ૧૯૦૫માં ઊતારેલી

પોથીમાથી બીજા ૭૦થી ૧૦૩ પદ ઉમેરીને એક 'પ્રામાણિક પદાવલી' આપવાનો પ્રયત્ન કર્યો છે આવા સાધનોને આધારે, મીરાના પદસાહિત્યની એક પાઠ-ભેદ સહિત સંશોધિત આવૃત્તિ પ્રગટ કરવાની ખૂબ અગત્ય છે "મીરા માધુરી"ના એવા પદસંગ્રહની વિસ્તૃત 'પ્રસ્તાવના'રૂપ બને એવા હેતુથી જ આ 'મનન' પહેલા મે તૈયાર કર્યું હતુ

દરમ્યાન, વચમા સને ૧૯૪૩મા મુબઈ યુનિવર્સિટી દ્વારા 'નારાયણ મહાદેવ પરમાનંદ પ્રાઇઝ' માટેનો વિષય "મીરાબાઈ–જીવન અને કવન" એવો રાખવામા આવ્યો હતો તે માટે, મીરા સબધીના મનનનો, અપ્રગટ સાધન-સામગ્રીને આધારે તૈયાર કરેલો નાના કદનો સૌ પાનાનો એક ટૂકો નિબંધ, મે રજૂ કર્યો હતો 'પ્રાઇઝ' માટે તેને સ્વીકારવામા આવ્યો હતો એટલું નોધતા મને સ્વાભાવિક સતોષ થાય છે

આ 'મનન'મા આજ દિન સુધીમા મળી શક્યા છે તે બધા પ્રાપ્ત સાધનોનો ઉપયોગ કરવાની તક મે લીધી છે એમા, 'નરસી રો માયરો' તથા 'મીરાબાઈ કી પરચી' જેવુ કેટલુક અપ્રગટ સાહિત્ય અહીં પહેલવહેલુ ગમમા લીધું છે મીરાના પદોની સંવત ૧૬૪૨મા ડાકોરમા લિખાયેલી પ્રત સબંધી હકીકત પણ અહીં પ્રથમ વાર નોધી છે ભવિષ્ય મહાપુરાણમાથી મીરા માટે મળેલો ઉલ્લેખ પણ અહીં સભાર્યો છે

'मीराबाई की परची' એ 'પરિચયી' નામથી ઓળખાવાતા ભક્તચરિત્રોની ઢબનુ ૨૦૦ કડીનુ ટૂકુ કાવ્ય છે આ અપ્રકટ કાવ્ય બે દૃષ્ટિએ મહત્ત્વનુ છે (૧) એક તો એમા, મીરાના પૂર્વજન્મ સબંધી, એમની વિરહાત્મક ભક્તિને પૂરેપૂરુ બધબેસતુ આવે એવુ, પૂર્વજન્મનુ કથાનક જોડેલું છે પૂર્વજન્મમા બરસાનાની સખિપત્ની, કૃષ્ણ દર્શનની ઝંખનામા મૃત્યુ પામવાથી આ અવતારે મીરારૂપે અવતરી હતી એવુ એના અશ્રુતપૂર્વ કથન છે, (૨) બીજી

મહત્વની વાત એ છે કે ' પરચી 'માં પ્રસંગે પ્રસંગે, મીરાંના જીવનના પરિચયાત્મક એવા, અને રચનારના સમયમા પ્રામાણિક ગણાતા એવા અસલ ૨૭ પદો, આ દૂહા ચોપાઈબદ્ધ કાવ્યમાં ગૂંથેલા છે. તે ઉપરથી મીરાના, આત્મચરિત્રના અંશવાળાં, કેટલાંક પદોનો યથોચિત સંબંધ ગોઠવવાની ચાવી તેમાથી મળે છે. આ ' પરચી 'ને **પરિશિષ્ટ ૧** તરીકે દાખલ કરી છે.

પ્રિયાદાસે ' ભક્તિરસ બોધિની ' નામથી નાભાદાસની ' ભક્તમાલ ' ઉપર પદ્ય-ટીકા લખી છે. તેમાથી મીરાચરિત્રના દસ મનહર છંદ **પરિશિષ્ટ ૨** તરીકે અહીં ઉતાર્યા છે. એમાથી મીરાના કુટુમ્બજીવનનો ઘણો ઇતિહાસ મળે છે.મીરાના શીલની કસોટીનો પ્રસંગ પણ તેમાં છે.

શ્રી રમણલાલ દેસાઈએ છેક ૧૯૫૦મા 'બાલાજોગન' નામથી મીરાંચરિત્રની વાર્તાને નવી ઢબે વિકસાવીને લખી છે તેમા તેમણે મીરાના ૨૫ પદો, તેમને યોગ્ય લાગ્યું તેમ, ચરિત્રના પ્રસંગોનો સંબંધ વિશદ કરવાને માટે ઊતાર્યાં છે. ( જો કે એ પદોની ભાષાનું ગુજરાતીકરણ તેમણે કર્યું છે.) મીરાના આત્મચરિત્ર પર પ્રકાશ નાખવાના એક પ્રયાસ તરીકે, આ ૨૫ પદની યાદી **પરિશિષ્ટ ૩** રૂપે અહીં જોડી છે.

મીરાનો ઇતિહાસ દિવસે દિવસે વધારે સ્પષ્ટ થતો જાય છે; અને મીરાંના સમકાલીનોના જીવનમાથી કેટલાક અંધારા ખૂણાઓમા પ્રકાશ પડવા લાગ્યો છે. મીરા અને વલ્લભાચાર્યના સંપ્રદાયનો સંબંધ–એ બાબતનો ઇતિહાસ તેનું એક ઉદાહરણ છે 'મીરા' ના પાડેલા નામે પણ ઠીક ઠીક ચર્ચા જગાડી છે

મીરાના જીવનને, તથા તે દ્વારા તેના કવન સાથે સબંધ ધરાવતા કેટલાક ઐતિહાસિક મહાપુરુષોનું અસ્તિત્વ એ સો-દોઢસો વર્ષના ગાળામા ક્યારે કયારે શકય હતું તે સમજવામા મદદ મળે તે હેતુથી, **મીરાંના જીવન–આસપાસનાં વર્ષોની સંવતવાર નોંધ** લેખના પ્રારંભમા જ જોડી છે.

નિબંધને છેડે જોયેલાં તથા ઉપયોગમાં લીધેલાં પુસ્તકોની યાદી જોડી છે; જેથી મીરાં સંબંધી કેટકેટલુ સાહિત્ય આ તથા અન્યત્ર ઉત્પન્ન થયે જાય છે તેનો ખ્યાલ આવી શકશે.

છતા આ નિબંધમા કેટલાક મુદ્દાઓનો માત્ર સ્પર્શ કરીને અટકી જવુ પડયુ છે કેટલાક મુદ્દાઓના સંબંધમા ચાલેલી વિવિધ ચર્ચાઓનો માત્ર સારાશ આપીને સંતોષ માન્યો છે. ચર્ચાઓનુ તોલન પણ વિસ્તાર-ભયથી આપ્યુ નથી એટલું જણાવવું જરૂરનું છે

મીરાં સંબંધી 'મીરા-પ્રેમ દીવાની' શ્રી રામચંદ્ર ઠાકુર કૃત તથા 'મીરા જનમજનમ કી દાસી' પ્રો. શાતિલાલ ઠાકરકૃત—જેવા વાર્તા-પ્રધાન પુસ્તકો છેલ્લા દસકામા ગુજરાતમા રચાયા છે: છતા મીરાબાઈનાં પદોના સંશોધનાત્મક સૂક્ષ્મ અભ્યાસપ્રત્યે ગુજરાતીઓનુ જોઈએ તેટલું ધ્યાન હજી સુધી ગયુ જણાતું નથી એ એક હકીકત છે.

સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી 'મીરા અને નરસિંહના પદો'-નું લોકભોગ્ય સંયુક્ત પ્રકાશન ૧૯૪૪મા થયું છે. તેમા મીરાના એકંદરે ૧૦૦ પદ છે. સંપાદક તરીકે શ્રી. હરસિદ્ધભાઈ દીવેટિયાનુ નામ આપ્યું છે. તથા એમ એના અભ્યાસક્રમમા પણ, બીજો કોઈ છુટક સંગ્રહ પ્રાપ્ત ન હોવાથી, ઘણી વખત નીમાયું હતું. મીરાના જીવનકાળ સંબંધી મીરાં, નરસિંહના પુરોગામી હોવા સંબંધીનો જૂનો મત સ્વીકારી, મીરાના પદો શ્રી. દીવેટિયાએ પહેલા મૂક્યા જણાય છે, 'ચૈતન્ય ચરિત'ના ગોવિંદદાસના 'કડચા'ને આધારે આગળ કરેલો આ મત, એ 'કડચો' ઓગણીસમી સદીની રચના પુરવાર થવાથી, હવે નિરાધાર ઠર્યો છે તે મત આજે જેટલો વહેલો ફેરવાય તેટલુ સાહિત્યના નવા અભ્યાસીને માટે ભ્રમ ટાળનારું બનશે.

ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓની સરખામણીમા, હિંદી સાહિત્ય-ના અધ્યાપકોની તથા અભ્યાસીઓની મીરાં-ભક્તિ ખૂબ અભિનંદનીય છે.

છેલ્લા દસ વર્ષમા, દર વર્ષે એક—એ હિસાબે દસ જેટલા પ્રકાશનો બહાર પડયા છે; તેની નોધ છેડે આપેલી છે. મીરા સંબંધી ચિંતનને વિશેષ ગતિ આપનાર 'બંગાલ હિંદી પરિષદ' કલકત્તા તરફથી, પ્રો. લલિતા પ્રસાદ સુકુલની અધ્યક્ષતામા 'મીરા-સ્મૃતિગ્રંથ'નુ પ્રકાશન થયુ છે, તેની નોધ લેવાવી ઘટે છે.

કલકત્તા યુનિવર્સિટીના હિંદી વિભાગના અધ્યક્ષ એવા આ પ્રો સુકુલે ડાકોરમાથી પ્રાપ્ત થયેલી સં ૧૬૪૨મા મીરાબાઈના અવસાન પછીના થોડાકજ વર્ષો બાદ ઉતારેલી આ પ્રતિ, ડાકોરના ગોવર્ધન પ્રસાદ ભટ્ટ (જેઓ વીમાના એજન્ટ તરીકે ઉત્તર હિંદમ. ખૂબ ફર્યા હતા) તેમના સંગ્રહમાથી સને ૧૯૩૪મા પ્રાપ્ત થઈ હતી: ભટ્ટજીના પૂર્વજો દ્વારિકાના દ્વારકાધીશના મંદિરના મુખ્ય સેવકોમાના હતા. આ પોથીનુ અવલોકન ડૉ. શ્યામસુદર દાસ તથા પ્રો રામચંદ્ર શુકલે કર્યું હતું.

સને ૧૯૪૧ સુધીમા મીરાના પદોના સોળ જેટલા હસ્તલિખિત સંગ્રહો તેમના જોવામા આવ્યા હતા એમાથી ચાર કાશીમાથી, બે કાનપુરમાથી, એક જોધપુરમાથી, એક રાયબરેલીમાથી, ત્રણ મથુરામાથી અને બાકીના પાચ ઉદયપુરમાથી તથા સાહિત્યરસિકો પાસેથી મળ્યા હતા. પ્રો. લલિતાપ્રસાદ સુકુલે ૧૯૫૦મા આ 'મીરા-સ્મૃતિગ્રંથ'ના સંપાદન દ્વારા મહત્ત્વપૂર્ણ શોધને પ્રકાશમા મૂકી ગયે વર્ષે (૧૯૬૦મા) જ થયેલ સુકુલજીના અવસાનથી સાહિત્ય સંશોધનને ભારે ખોટ ગઈ છે

મીરાની ડાકોરવાળી પ્રતિમા સંત તથા નાથ સંપ્રદાયની અસરવાળા પદોનો અભાવ છે એ સૂચક છે: કદાચ 'નિત્ય કીર્તન' માટેના જ પદો આ ગુટકામા ઉતાર્યા હોય તો નવાઈ નહીં: આ પદોની ભાષા મારવાડીમિશ્ર ગુજરાતી છે એમા બે એક પદના ખૂબ અજાણ્યા પાઠાન્તર અહી નોધવાનો લોભ રોકી શકાતો નથી :—

'ચલો મન ગંગા જમુના તીર:
ગંગાજી કો નિર્મલ પાની, શીતલ હોત શરીર'—

આ પ્રચલિત પાઠમા મીરાનો ગગાજીનો ઉલ્લેખ સમજાયા વગરનો રહે છે કારણ કે મીરાએ કદી પણ ગગાજીની યાત્રા કરી હોય એમ જણાયું નથી ડાકોરવાળી પોથીનો પાઠ આ અસગતિને નિવારે છે.—

'ચલા મન વા જમના કા તીર—
વા જમના કા નિરમલ પાની, સીતલ હોવા સરીર—
બસી બજાવા, ગાવા કાન્હા, સગ લિયા બલવીર—
મોર મુકુટ પીતાબર સોહા, કુડલ ઝલકયા હીર—
મીરા રે પ્રભુ ગિરધર નાગર, ક્રીડયા સગ બલવીર'—

બીજા સુપ્રસિદ્ધ પદમા પ્રારભની લીટી છે —

'સુની મેને હરિ આવન કી આવાજ'

ડાકોરવાળી પ્રતિમા—

'સુન્યા રી મ્હારે હરિ આવાગા આજ'

'હરિ આજે આવશે'—એવુ મે સાભળ્યુ છે એમ એનો ધ્વનિ છે આવા પાઠ-ભેદની દૃષ્ટિએ આ સગ્રહ ખૂબ અભ્યાસયોગ્ય છે

અત્યાર સુધી મીરાના છુટક પદો અનેક સ્થળે, અને અનેક હસ્ત લિખિત ગુટકાઓમા મળી આવ્યા છે, પરતુ તે સબધી કોઈ પ્રમાણભૂત આધાર આપી શકાતો નથી કારણ કે એ બધા ભક્તો દ્વારા ગવાતા ગવાતા, શ્રુતિપરપરાથી પ્રચાર પામેલા છે અને તેથી એમા અનેક પાઠાન્તરો, ઉમેરા તથા ઘટાડા પણ નજરે પડે છે વળી ભાષાભેદ એ બીજુ મહત્ત્વનુ કારણ બન્યુ છે રાજસ્થાની મારવાડી, વ્રજ હિંદી તથા ગુજરાતી—એ ત્રણેની જાણે ત્રિખડ ત્રિવેણી રચાઈ છે

'राग कल्पद्रुम' નામે એક કીમતી ગીતસગ્રહ ૧૯મી શતાબ્દીમા બગાળમા પ્રકાશિત થયો હતો એ સગ્રહ સગીતશાસ્ત્રની દૃષ્ટિથી તૈયાર થયો હતો અને એમા સગીતાચાર્યોમા પદોના પ્રચલિત એવા પાઠ સ્વીકાર-

વામા આવ્યા હતા આ સગ્રહમા ૪૫ પદ મીરાના છે તે પછી નવલ કિશોર પ્રેસ, અલ્હાબાદ તરફથી ' મીરાના ભજન ' પ્રગટ થયા હતા તનસુખરામભાઈએ ' બૃહત્ કાવ્ય દોહન ભાગ ૭ 'મા લગભગ બસો પદ પ્રગટ કરાવ્યા હતા તે પછી ૧૯૨૦મા ' બેલવેડિયર પ્રેસ ની ' સતબાની ' ની શ્રેણીમા મીરાના પદો પ્રગટ થયા એમા ૧૬૮ પદ હતા આ પદોમા સત પ્રભાવની અસર ઝાઝી દેખાય છે

' મીરાના પ્રામાણિક પદો 'ના સબધમા સને ૧૯૫૦મા જ્યારે કલકત્તા વિદ્યાપીઠના પ્રો લલિતાપ્રસાદ સુકુલજીએ ' મીરા સ્મૃતિ ગ્રથ ' મા ડાકોરવાળી સ ૧૬૪૨મા ઊતરેલી પોથીમાના ૬૯ પદ તથા કાશીવાળી સ ૧૮૦૫મા ઊતરેલી પોથીમાથી પ્રાપ્ત આ ૬૯ પદો ઉપરાત બીજા ૩૪ પદો મેળવી, ૧૦૩ પદવાળી પદાવલી પ્રગટ કરી ત્યારે, મીરા સબધી પ્રામાણિક ગણવા જેવી સામગ્રી પ્રાપ્ત થઈ ૧૯૫૩મા શ્રીમતી પદ્માવતી " શબનમ્ ' એમણે ' બૃહદ્ મીરા પદ સગ્રહ 'મા પાઠાન્તરોના પદો, ભાષાવાર તથા વિષયવાર વહેંચીને રજૂ કર્યા છે છતા પ્રત્યેકની અર્થ સગતિ વગેરેનો વિચાર કરીને તેનુ સપાદન કરવાનુ સાહસ તેમણે કર્યું નથી

ગુજરાતી વાચકો માટે તથા મીરાની વાણીના પ્રેમીઓ માટે એક સપાદન થવાની મોટી અગત્ય છે એટલુ અહી જણાવી લઉં રાજસ્થાન ના સને ૧૯૨૮ના મારા પ્રવાસમા મળેલા તથા ' રામદાસીઓ 'માના સાધુઓના નિત્યપાઠના ગુટકાઓમાથી મેળવેલા કઈક પદો હજી આ સપાદનને અગે વિચારવાના પડ્યા છે અહી માત્ર લાક્ષણિક પદો **' મીરાં માધુરી '**નામથી આપ્યા છે, જેથી ' મનન ' સમજવામા સુવિધા પ્રાપ્ત થાય પ્રત્યેક વિષયના પદોને અકારાદિ ક્રમમા ગોઠવ્યા છે

નરસિંહ અને મીરાના જીવનકાળ સબધી ગુજરાતી વિદ્વાનોમા ભારે ઊહાપોહ જાગ્યો હતો, અને અત્યારસુધીના ગુજરાતી સાહિત્યના અગ્રેજી ગ્રથોમા ( Milestones in Gujarati Literature,

૧૯૩૯ બીજી આવૃત્તિ તથા Gujarat and its Literature-ની ૧૯૫૪ની બીજી આવૃત્તિમા પણ ) નરસિંહ મહેતાને મીરાબાઈ પછી થઈ ગયેલા હોવાની માન્યતા ચાલુ રાખી છે.

બાકી, 'નરસિંહ મહેતાના કોહ્યડા 'નો ભ્રમ હવે ભાગી ગયો છે. એટલે નરસિંહ મહેતા માટે આશરે સં. ૧૪૭૦ થી સં. ૧૫૩૫ સુધીનો પંડિતમાન્ય સમય, અને મીરાબાઈ માટે આશરે સં. ૧૫૬૦ થી સં. ૧૬૨૪ સુધીનો સમય ગણાય છે એટલે બંને વચ્ચે લગભગ પોણો સો વર્ષનો ગાળો હોવાનું સંભવિત છે આ પ્રશ્નની વિશેષ ચર્ચા આ 'મનન 'મા દાખલ કરી નથી.

રાણા કુંભાની સાથે મીરાંના વિવાહની ભ્રમજાળ કર્નલ ટૉડના 'રાજસ્થાન 'ના પ્રકાશનથી આરંભાને ફેલાવાને લીધે, આ કાલવ્યુત્ક્રમ ઊભો થવા પામ્યો હતો તે સુવિદિત છે. ટૂંકામા, આ 'મનન 'થી મીરાંના અભ્યાસીઓને નવી પ્રેરણા મળશે તો શ્રમ સાર્થક થશે.

પોતાનુ મીરાબાઈનું છાયાચિત્ર શ્રી. કનુ દેસાઈએ ઉપયોગમા લેવા સંપતિ આપી તે માટે હું ઉપકૃત છું.

ચૈતન્યધામ, પ્રતાપગંજ
સં. ૨૦૧૬, માણેકઠારી પૂનમ

મં. ર. મજમુદાર

# મીરાંના જીવન-આસપાસની સંવતવાર નોંધ

| સંવત | |
|---|---|
| ૧૪૫૬-૧૫૪૯ | સંત કબીરનો જીવનકાળ ( આશરે ) |
| ૧૪૬૭ | સુલતાન અહમ્મદે અહમદાવાદની સ્થાપના કરી |
| ૧૪૭૦-૧૫૩૫ | નરસિંહ મહેતાનો જીવનકાળ ( આશરે ) |
| ૧૪૯૦ | રાણા કુંભાજી ( કુંભકર્ણ )નું ચિત્તોડની રાજગાદી પર આરોહણ ( રાજ્યકાળ સં ૧૪૯૦-૧૫૨૫ ). |
| ૧૪૯૬ | 'ગીતગોવિંદ' પર કુંભાજીની સંસ્કૃતમાં રસિક-રંજિની ટીકા રચાઈ |
| ૧૪૯૮ | ( અથવા ૧૫૦૫ સુધીનાં વર્ષોમાં ) ગુજરાત તથા માળવાના સુલતાનોના ભેગા લશ્કરનો પરાજય કરી વિજય મેળવવાથી, રાણા કુંભાએ નવ માળનો 'કુંભમેરુપ્રાસાદ' ચિત્તોડમાં બનાવરાવ્યો; જે 'કીર્તિ-સ્તંભ' પણ કહેવાય છે |
| ૧૫૦૦ | અણહિલવાડ પાટણના વતની સૂત્રધાર મંડને, રાણા કુંભકર્ણના રાજ્યાશ્રયથી મેદપાટમાં રહી, रूपमंडन, वास्तुमंडन, राजवल्लभमंडन જેવા પ્રસિદ્ધ શિલ્પ-શાસ્ત્રના ગ્રંથો રચ્યા. |
| ૧૫૦૫ | 'કુંભસ્યામ'નું મંદિર કુંભાજીએ બંધાવ્યું |
| ૧૫૦૭-૧૫૨૮ | જૂનાગઢના રા'મંડલિક ( જે 'રા'ગંગાજળિયો' નામથી ઓળખાતો હતો તે )નો રાજ્યકાળ. |

સંવત

૧૫૦૮ ગુજરાતના સુલતાન કુતુબુદ્દીનના રાજ્યમા વસન્ત વિલાસ નામે સંસ્કૃત–ગુજરાતી પદ્યોની સચિત્ર પોથી ટીપણારૂપે લખાઈ

૧૫૧૨ નરસિંહ મહેતાને દામોદર ભગવાને હાર પહેરાવ્યાનો અને વૈષ્ણવની થયેલી કસોટીનો પ્રસંગ,-મંડલિકની સભામા બન્યો

પદ્મનાભ કવિએ ઝાલોરના સોનગીરા ચહુઆણ કાન્હડદેની પ્રશસ્તિરૂપે 'કાન્હડદે પ્રબંધ' તેના વંશજ અખેરાજની પ્રેરણાથી રચ્યો તે વખતે ગુજરાત રાજસ્થાનમા વ્યાપક ભાષા એક જ હતી એનુ એ દૃષ્ટાંત છે

૧૫૧૫ 'જોધપુર'ની સ્થાપના રાવ જોધાજીએ કરી

૧૫૧૮ રાવ જોધાજીના ચોથા પુત્ર દુદાજી (જન્મ સં. ૧૪૯૭) એ મેડતામા રાજગાદી સ્થાપી: તેમનાથી રાઠોડોની 'મેડતિયા શાખા' શરૂ થઈ

૧૫૨૦ ગુજરાતનો મુજફ્ફર જ્યારે ચાપાનેરમા હતો ત્યારે ચિતોડના રાણા સંગ્રામસિંહે ગુજરાત પર સ્વારી કરી હતી. ઇડર, વીસનગર વગેરે જીત્યા હતા

૧૫૨૫ રાણા કુંભાજીનુ મૃત્યુ

૧૫૨૭ સુલતાન મહમ્મદ બેગડાએ જૂનાગઢ જીત્યું.

૧૫૨૯ મહમ્મદે દ્વારિકા તથા બેટ શંખોદ્ધારના મંદિરો તોડ્યાં અને લૂંટ્યા.

૧૫૨૯-૧૫૮૭ શ્રીમદ્ વલ્લભાચાર્યનો જીવનકાળ જેમના મુખ્ય ચોરાશી વૈષ્ણવની વાર્તાઓ વ્રજ ભાષામા ગદ્યમા લખાઈ છે

સંવત

૧૫૩૮-૪૦ પાવાગઢના પેથાઈ રાવળ જયસિંહદેવને સુલતાન મહમ્મદ બેગડાએ હરાવ્યો અને તેનું વીર-મૃત્યુ થયું.

૧૫૪૧-૧૫૮૯ ગૌરાંગ ચૈતન્યનો જીવનકાળ

૧૫૪૧-૧૫૯૯ ચૈતન્યના પ્રમુખ શિષ્ય રૂપ ગોસ્વામીનો જીવનકાળ

૧૫૫૪ ગોસ્વામી તુલસીદાસનો જન્મ

૧૫૫૭ ચિત્તોડના રાણા સંગ્રામસિંહના પ્રથમ પુત્ર ભોજરાજનો જન્મ.

૧૫૬૦ મેડતાના રાવ દુદાજીએ પોતાના દ્વિતીય પુત્ર રત્નસિંહને કુડકી, બાજોલી, વગેરે બાર ગામ જાગીરમાં આપ્યા હતા, એમાના કુડકી ગામમાં મીરાંનો જન્મ થયો
1503

મીરાંનો જન્મ આસોની શરદ પૂનમે થયાનું મનાય છે તે માટે તેમના જ પદનો આધાર બતાવાય છે:—

'રાસ પૂનો જનમિયા રી, રાધા કે અવતાર.'

૧૫૬૫-૧૫૮૪ કુંભાના પુત્ર રાણા સંગ્રામસિંહનો રાજ્યકાળ.

૧૫૭૨-૧૬૪૨ *વૈષ્ણવ આચાર્ય શ્રી. વિઠ્ઠલનાથજી ગોસ્વામીનો જીવનકાળ: જેમના 'બસો બાવન વૈષ્ણવો'ની વાર્તાઓ પ્રસિદ્ધ છે જેમાં મીરાંના પુરોહિત રામદાસની વાર્તા છે
1515 1585

૧૫૭૨ રાવ દુદાજીનું મૃત્યુ: તેમના મોટા પુત્ર અને મીરાંબાઈના કાકા રાવ વીરમદેવ (જન્મ સં. ૧૫૩૪) મેડતાની ગાદીએ આવ્યા
મીરાંબાઈ કુડકીથી મેડતા આવ્યાં.

૧૫૭૩ રાવ વીરમદેવે મીરાંનું લગ્ન મહારાણા સંગ્રામસિંહના યુવરાજ ભોજરાજ સાથે કર્યું.
1516

સંવત

મીરાંબાઈનો સાસરવાસ થયો. પાંચેક વર્ષ તેમનો ઘરવાસ રહ્યો. 1522

૧૫૭૮-૧૫૮૦ 1521 આ ગાળામાં યુવરાજ તરીકે જ ભોજરાજનું મૃત્યુ થયું: મીરાં વિધવા થયાં.

૧૫૮૧ કુંભશ્યામના મંદિરની ડાબી બાજુમાં, મીરાંને જુદું મંદિર બાંધી આપવામાં આવ્યું.

૧૫૮૩ 1526 શહેનશાહ બાબર સાથે રાણા સંગ્રામસિંહનું યુદ્ધ કનવાહમાં થયું. શરીરે એંશી ઘા થયા પછી એમણે રણસંગ્રામ છોડયો.

૧૫૮૪ રાણા સંગનું મૃત્યુ થયું; અને મીરાંના પિતા રત્નસિંહનું પણ યુદ્ધને લીધે મૃત્યુ થયું. મીરાંનો દિયર અને રાણા સંગનો બીજો પુત્ર રત્નસિંહ ચિત્તોડની ગાદીએ આવ્યો.

૧૫૮૫ 1526 રાણા સંગ્રામસિંહની વિધવા પત્ની ઝાલી રાણી કાશીયાત્રાએ ગઈ. ત્યાં સંત રૈદાસને ગુરુ કર્યા; અને તેમને ચિત્તોડ બોલાવ્યા. મીરાંને રૈદાસનો સત્સંગ પ્રાપ્ત થયો. તેથી લખ્યું છે કે ' સંત મિલ્યા રૈદાસ '. રૈદાસના ચરણ ચિહ્નની 'છત્રી', મીરાં-મંદિર પાસે ચિત્તોડમાં છે.

૧૫૮૮ 1531 ચિત્તોડનો મહારાણો રત્નસિંહ પોતાના ઓરમાઈ ભાઈ સૂરજમલ બુંદીવાળા સાથે શિકારનું બાનું લઈ, ઝઘડી પડયો; અને દ્વંદ્વયુદ્ધ થતાં બન્ને મરી ગયા.

૧૫૮૮ રત્નસિંહ નિઃસંતાન રહેવાથી, બુંદીનો ભાણેજ અને રત્નસિંહનો બીજો ભાઈ વિક્રમાજિતનું વીસ વર્ષની વયે રાજ્યારોહણ થયું. વિક્રમાજિત સ્વભાવે ઉદ્ધત હતો, એણે સરદારો સાથે કલહ કર્યો: એટલે તેઓ પોતપોતાની જાગીરપર જતા રહ્યા.

સંવત

મીરાબાઈને દુઃખ દેનાર 'મેવાડી રાણો' તે આ જ, એમનો દિયર વિક્રમાજિત વિષપ્રયોગ વગેરે સનામણી એની પ્રેરણાથી જ થઈ હતી. સંત તરીકે મીરાબાઈની દેશભરમા ખ્યાતિ થઈ તે મિથ્યા કુલાભિમાની 'રાણા'થી સહન ન થયુ. તેથી એણે સતપીડા શરૂ કરી હતી. મીરાના પદોમાનો 'રાણો' તે આ.

૧૫૮૯ ગુજરાતના સુલતાન બહાદુરશાહે ચિત્તોડ પર હલ્લો કર્યો અને ચિત્તોડને તારાજ કર્યું

૧૫૯૧ 1535 મેડતાના રાવ વીરમદેવને, મીરાને થતી સતામણીના સમાચાર મળ્યાઃ એટલે એમણે મીરાને મેડતા બોલાવી લીધા આ રીતે મીરાનો મેવાડ-ત્યાગ થયો

૧૫૯૨ બહાદુરશાહે ફરીથી ચિત્તોડ પર આક્રમણ કર્યું. પરંતુ આ વખતે બાદશાહ હુમાયુ, તેની માતાની રાખડીના ઉત્તરમા, 'ભાઈ' બનીને મદદે આવી ચઢ્યો. અને બહાદુરશાહને નસાડ્યો ચિતોડપર ફરીથી સીસોદિયાનો અધિકાર સ્થપાયો પરંતુ વિક્રમાજિતે સ્વભાવ બદલ્યો નહિ

૧૫૯૫ 1538 રાણા વિક્રમાજિતનું પચીસ વર્ષની વયે તેના એક વિશ્વાસુ હજૂરિયા વનવીરની તલવારથી મૃત્યુ થયું. વિક્રમાજિતની માતા કરમેતણીજીએ 'જૌહર' કર્યો વનવીર રાજા થઈ બેઠો અને રાણાના નાનાભાઇ ઉદયસિંહને પણ મારી નાખવાનુ કર્યું.

૧૫૯૫ 1538 મીરાબાઇના કાકા વીરમદેવ પાસેથી મેડતા ગયુઃ મીરાબાઇને તો 'ઘર કી દાઝી બન ગઈ, તો બનમા ઊઠી આગ,' જેવુ થયુ મીરાને વિરાગ આવ્યો.

મીરાબાઈ વૃંદાવન યાત્રા માટે નિકળ્યા. સાથે તેમની બાલસખા લલિતાસખી હતી

સંવત

૧૫૯૫ મીરાંબાઈનો સૌથી નાનો દિયર ઉદયસિંહ ચિત્તોડની ગાદી પર આવ્યો. આ ઉદયસિંહને તેની ધાત્રી માતા પન્નાએ પોતાના પુત્રનું બલિદાન આપીને સ્વામિભક્તિ તથા બુદ્ધિશક્તિથી બચાવી લીધો હતો. કુંભલમેરમાં તેને મહારાણા બનાવી દીધો અને તેને સરદારોસાથે ચિત્તોડમાં લાવવામાં આવ્યો.

૧૬૦૦ મીરાંના કાકા વીરમદેવે ફરી મેડતા જીત્યું; પરંતુ તે જ વર્ષમાં તે મૃત્યુ પામ્યા. ભક્ત તથા વીર એવા જયમલ્લ, મેડતાના રાવ થયા.

૧૬૦૦ મીરાંબાઈની વૃન્દાવન-યાત્રા અને વ્રજવાસ : લલિતા સખી સાથે મીરાં, પ્રભુદર્શન માટે મંદિરોમાં જવા લાગ્યા. તેનું વર્ણન ધ્રુવદાસજી (રચનાસંવત ૧૬૮૦-૧૭૦૦) એ કર્યું છે :—

"લાજ છાડ ગિરિધર ભજી, કરી ન કછુ કુલકાનિ ।
સોઈ મીરા જગવિદિત, પ્રગટ ભક્તિ કી ખાનિ ॥
લલિતા-હું લઈ બોલિ કે, તાસૂં હો અતિ હેત ।
આનંદ સો નિરખત ફિરે, વૃન્દાવન રસ-ખેત ॥
નૃત્યત નૂપુર બાંધિ કે, નાચત લે કરતાર ।
વિમલ હિયો ભક્તન મિલી, તૃણસમ ગિન્યો સંસાર ॥"

૧૬૧૩ દિયરના પીડનથી મીરાંબાઈ ત્રાસી ગયાં. સંત તુલસીદાસે મીરાંને તેમના પત્રનો ઉત્તર આપ્યો મનાય છે. જે 'વિનયપત્રિકા' તરીકે જાણીતો છે.

૧૬૧૬ ઉદયસિંહે પીછોલા તળાવ ઉપર ઉદયપુર વસાવ્યું. મીરાંબાઈએ, પોતાના પુરોગામી સંત નરસિંહ મહેતાના જીવન-પ્રસંગનો "નરસી કો માહેરો" રચ્યાનો આ વર્ષનો ઉલ્લેખ, રતના ખાતીએ કરેલો છે.

સંવત

૧૬૦૦-૧૬૨૦ વૃંદાવન–નિવાસ દરમ્યાન જ ગૌરાંગ મહાપ્રભુના સાત મુખ્ય શિષ્યોમાંના જીવ ગોસ્વામી ('જીવા ગોસાંઈ') સાથેનો મીરાંબાઈનો પ્રસંગ બન્યો હતો: જ્યારે સ્ત્રીમુખ ન જોનાર ગોસ્વામીને મીરાંબાઈએ તેમના અજ્ઞાન અંગે ઠપકો દીધો હતો. 'વૃંદાવનમાં બધું ગોપીમય જ છે: પુરુષ હોય તો તે પુરુષોત્તમ શ્રીકૃષ્ણ'—એમ એમણે સમજાવ્યું હતું.

સંત મીરાંબાઈની ભક્તિની ખ્યાતિ વૃંદાવનથી ફત્તેહપુર સિકરી સુધી અકબરશાહને પહોચી હતી. તેથી તાનસેન સાથે વેશ બદલીને તેમના દર્શન માટે આવ્યા હતા, અને એક હાર ભેટ કર્યો હતો એમ કહેવાય છે.

વૃંદાવન–નિવાસના સમયમા, મીરાંબાઈએ બે મંદિરોની મૂર્તિના સ્પષ્ટ ઉલ્લેખ કર્યા છે. શ્રી ગોવિંદ-દેવજીની મૂર્તિ-જે ગૌરાંગ ચૈતન્યના શિષ્ય રૂપગોસ્વામી-ને ગોમા ટીલા ઉપરથી સં. ૧૫૯૧ના આશરે મળી હતી. તેનુ મંદિર નિર્માણ કરવામાં આવ્યું હતું. આ ગોવિંદજીની મૂર્તિને, ઔરંગઝેબના મથુરા-વૃંદાવન ઉપરના આક્રમણને લીધે, જયપુરમાં પધરાવવામાં આવી છેઃ ગોવિંદદેવ સંબંધી નીચેનો ઉલ્લેખ એક પદમાં છેઃ—

"આલી, મ્હાંને લાગે વૃંદાવન નીકો—
ઘર ઘર તુલસી, ઠાકુર પૂજા, દર્શન ગોવિંદજી કો—
નિરમલ નીર બહે જમુના કો, ભોજન દૂધ દહી કો—
રતન સિંઘાસણ આપ બિરાજે, મુગટ ધર્યો તુલસી કો—
કુંજન કુંજન ફિરત રાધિકા, સબદ સુણત મુરલી કો—
**મીરાં** કે પ્રભુ ગિરધર નાગર, ભજન વિના નર ફીકો— "

સંવત

બીજી મૂર્તિ મદનગોપાલની છે તે મૂર્તિનુ સ્વરૂપ શ્રી સનાતન ગોસ્વામીને સં. ૧૫૯૦મા આદિત્ય ટીલામાથી મળ્યું હતું, તેને મંદિરમા સ્થાપવામા આવ્યુ હતું. મદનગોપાલનુ નામ 'મદનમોહન' રાખવામા આવ્યુ હતું એ મૂર્તિ પણ મુસ્લિમ આક્રમણને લીધે જ્યપુર અને પછી કાકરોલીમા લઈ જવામા આવી હતી. મીરાબાઈએ તેનો ઉલ્લેખ આ પ્રમાણે કર્યો છે:—

"નિપટ બંકટ છબિ અટકે, મ્હારે નૈણા—
દેખ્યા રૂપ મદનમોહન પિયન પિયૂખ ન મટકે—મ્હારે નૈણા"

બારિજ-મુખ, અલક મતવારી, નૈણ રૂપ રસ અટકે—મ્હારે નૈણા૦
ટેઢી કટિ, ટેઢે કર મુરલી, ટેઢી પાઘ લટ લટકે—મ્હારે નૈણા૦
મીરા પ્રભુ–રે રૂપ લુભાણી, ગિરિધર નાગર–નટ કે—મ્હારે નૈણા૦"

૧૬૨૦ 'ડાસો મેલ્યો મેડતો, ને મીરા ગયા પશ્ચિમમાય':
1563 (ઈ.સ. 60)
વૃંદાવનથી પાછા ફરતા, પોતાને પીયેર મેડતા પાછા જવાને બદલે, મીરાબાઈએ પોતાની લલિતા સખીના સંગાથમા દ્વારકા પ્રયે, સાધુમંડળીની સાથે ભજન-કીર્તન કરતા કરતા પ્રયાણ કર્યું.

મીરાબાઈની વય આ વખતે આધેડ થઈ હશે અને માથાના કેશ સફેદ થવા માડ્યા હશે એમ નીચેના પદ ઉપરથી જણાય છે. યાત્રામા પ્રભુદર્શન મળવાથી તેમણે ગાયુ કે—

"પિયા બિન સૂનો છે મ્હારો દેશ–
ઐસો ના કોઈ પીવ મિલાવે, તનમન વારા અશેષ–
થારે કારણ બન બન ડોલ્યા, લિયા જોગણ રા વેષ–
બીત્યા સુમારા, બરસા બીત્યા, પાકર હુવા મ્હારા કેશ–
મીરા કે પ્રભુ કબ રે મિલોગે ? તજ દિયા નગર નરેશ–"

સંવત

દ્વારકાધીશના પ્રથમ દર્શને મીરાબાઈના ચિત્ત ઉપર જે અસર થઇ તેની છાપ નીચેના પદમા છેઃ—

"મ્હારો મન હર લીનો, રાજ રણછોડ–"

૧૬૨૪ અકબરશાહ ચિત્તોડ પર ચઢી આવ્યા ચાર માસના ઘેરા પછી કિલ્લો તૂટી ગયો; અને ત્રીજો મોટો 'જૌહર' થયો.

આ યુદ્ધમા મીરાબાઈના ભાઈ જયમલ્લજી કામ આવી ગયા. તેમની 'છત્રી' કિલ્લાના ચઢાવ પર બનાવવામા આવી છે.

૧૬૨૪ ઉદયસિંહ ચિત્તોડ હારી જવાથી, નાસીને ઉદયપુર રહેવા ગયા. ત્યા તેમને દુષ્કાળ આદિ ભારે સંકટો પડ્યા. અકબરશાહ તરફના હલ્લાનો ભય ઝઝૂમતો જ હતો. તેવી ભયગ્રસ્ત સ્થિતિમા ઉદયસિંહને પરમસંત એવા ભાભી મીરાબાઈ સાભર્યા. તેમને થયું એમના પાવન પગલા થશે તો દેશમા શાતિ અને આબાદી પાછા આવશે.

ઉદયસિંહે બ્રાહ્મણમંડળી તથા કુલ-પુરોહિતને દ્વારકા પ્રત્યે મોકલ્યા; અને મીરાને ઉદયપુર આવવા પ્રાર્થના કરવાનું કહ્યું. કેટલેક દિવસે દ્વારકા પહોચતા, મીરાબાઈ મળ્યા અને તેમના નાના દિયર રાણા ઉદયસિંહની વિનતી તેમને કહી

પહેલા તો તેમણે પાછા આવવાની સાફ ના કહી. પછી બ્રાહ્મણો હઠ પકડીને બેઠા. રાણાનું અને આખી પ્રજાનુ દુઃખ તેમણે વર્ણવ્યું. ત્યારે મીરાનુ સંતહૃદય દ્રવી ઊઠ્યુ; અને પ્રભુની આજ્ઞા લેવા નિજ મંદિરમા ગયા.

સવત

૧૬૨૪ કહેવાય છે કે મીરાની પ્રાર્થના સાથે એક દિવ્ય પ્રકાશ નિજ મદિરમા ફેલાઈ ગયો મીરાબાઈ પ્રભુતેજમા ભળી ગયા! માત્ર તેમની ચુદડીનો છેડો એંધાણી તરીકે દેખાતો રહ્યો મીરાબાઈ સદેહે મૂર્તિમા સમાઈ ગયા વિશેનુ વર્ણન ધુરન્ધરસિંહકૃત 'રામરત્નિકાવલી'મા એક પદમા આપ્યુ છે —

"આઈ હુ રાજા રણછોડ, શરણ થારે આઈ હુ —
ભયો પ્રકાશ મદિરમે ભારી, દિખા સૂરજ કરોડ
એસો રૂપ દેખ કૃષ્ણ મે, આઈ મદિર મે દોડ—આઈ હુ૦
નીર ખીર જ્યો મિલ ગઈ સજની, પરમાનદ કી ઓર
જન લછમન સાચો જુ જગમે, ધનિ મીરા રાઠોડ—આઈ હુ૦

૧૬૪૨ બાળપણથી સાથે રહેલી મીરાની લલિતા સખીએ, દ્વારકાના નિત્ય કીર્તનમા ગાવા માટે, જેમ રચાયા તેમ, પદો ઉતારી લીધેલા હતા તેવા ૬૮ પદની પોથી સ ૧૬૪૨મા ઉતારેલી, પ્રાચીનતમ ગણિયે તેવી મળી છે એ પોથી દ્વારકાધીશ રણછોડરાયના એક સેવક ઠાકોર આવીને રહેલા તેની પાસેથી મળેલી છે નિત્ય કીર્તનના આ પદોની પોથીમા બીજા ઘણા જાણીતા પદો નથી એ નોંધપાત્ર છે

૧૬૪૯ ભાઈ બન્નુએ 'ગ્રથ સાહેબ'મા મીરાનુ એક પદ દાખલ કર્યું હતુ તે ગુરુ અર્જુને પછી કમી કર્યુ હતુ કારણ કે એ પદમા સગુણ ઈશ્વરનો ઉલ્લેખ હતો

૧૬૮૦ સત તુલસીદાસનુ અવસાન

૧૬૮૯ નાભાદાસે ભક્તમાલમા મીરા માટે એક છપ્પો રચ્યો

૧૭૬૯ પ્રિયાદાસજીએ 'ભક્તમાલ'ની પદ્યટીકા નામે ભક્તિરસબોધિનીમા મીરાચરિતને, દશ કવિત્તમા વિસ્તાર્યું

સંવત

| | |
|---|---|
| ૧૮૦૦ | મીરાંબાઈ કી પરચી (પરિચર્યા)ની દૂહા–ચોપાઈમાં રચના થઈ: જેમાં મીરાંનાં બહુમાન્ય એવા ૨૬ પદ અંતર્ગત કરી, પ્રસંગાનુસાર સાંકળી લીધાં છે. |
| ૧૮૦૫ | મીરાંબાઈનાં પદોની એક હસ્તલિખિત પોથી કાશી-માંથી પ્રાપ્ત થઈ છે, જેમાં સંવત ૧૬૪૨ની પ્રતિમાં આપેલાં ૬૯ પદો ઉપરાંત એકંદરે ૧૦૩ પદ છે. |
| ૧૮૫૮ | મહારાષ્ટ્રી કવિ મહીપતિએ ભક્તિવિજય નામે સંત–ચરિત્રોના પદ્યગ્રંથમાં મીરાંબાઈનો પણ સમાવેશ કરેલો છે. |
| ૧૮૩૩-૧૯૦૯ | દયારામભાઈનું 'મીરાંચરિત્ર', તેમની વ્રજયાત્રા વખતે જનશ્રુતિમાંથી મળ્યા પ્રમાણે, રચાયું. તેમાં નાભાદાસ અને પ્રિયાદાસની શ્રુતિપરંપરાનો ઉપયોગ થયો છે. |

---

*

(વસંતતિલકા)

"સ્નેહે ભર્યાં સુમન સૌરભ શોધનારી
ને દિવ્ય ગાન સુરગુંફિત ગુંજનારી:
પામી સ્થિરત્વ પ્રણયામૃત પ્રેમથી જ્યાં
મેવાડની મધુકરી ભવમુક્ત મીરાં."
—કવિ બોટાદકર કૃત 'સૌરાષ્ટ્ર' કાવ્યમાંથી.

*

## રોહીદાસની ચેલી મીરાંનું પદ

જોગી ! તેરા સંગડા ના છોડું, મેરે લાલ
લાલ ! મેરે દિલમેં, અવધૂ, લગી રે બૈરાગણુ:
જોયું મેં તો બ્રગી રે—

ધૂણીના તાપ્યા, સંતો ! તપીઆ ના કહેના રે
મનવા જેણે ના તાપ્યા, મેરે લાલ—લગી રે૦

ઈ ીના જીત્યા, સંતો ! જીત્યા ના કહેના રે
મનવા જેણે ના જીત્યા, મેરે લાલ—લગી રે૦

કપડા બે રંગ્યાં, સંતો ! અંગીઆ બે રંગ્યા રે
મનવા જેણે ના રંગ્યા, મેરે લાલ—લગી રે૦

કોણુ તેરી માતા, અબધૂ ! કોણુ તેરે પિતા રે ?
કઈ રે નગરી મેં તેરા વાસા ? મેરે લાલ—લગી રે૦

શંકર પિતાજી મેરે, ગૌરી મેરી માતા રે
કૈલાસપુરીમેં મેરા વાસા, મેરે લાલ—લગી રે૦

માગીને ખાના, સંતો ! ભીખીને ખાના રે
ટુકડે-મેંસે ટુકડા દેના, મેરે લાલ—લગી રે૦

રોહીદાસની ચેલી રે, બાઈ મીરા બોલિયા રે
મારા સંતોના અમરાપુરમાં વાસા, મેરે લાલ—લગી રે૦ +

---

+ કવિ 'સાગર' સંપાદિત 'સંતોની વાણી' (૧૯૨૦), પ્રસ્તાવના, પૃ ૩૭ ઉપરથી ઉદ્ધૃત.

૧

# મીરાંબાઈ–જીવનરેખા

મીરાં એટલે સોળમી સદીની એક અનોખી નારી. ભારતભરની સુપ્રસિદ્ધ નારીઓમાં મીરાંનું સ્થાન છે. એમનાં પદો ઉત્તર ભારતના લગભગ બધાય પ્રદેશમાં વિખ્યાત છે. બંગાળથી ગુજરાત સુધી અને પંજાબથી ઉડિયા સુધી, મીરાંબાઈની કવિતા અને જીવનકથા લોકકંઠે હજી સુધી રમ્યા કરે છે. મીરાંબાઈ એવા યુગમાં જન્મ્યાં અને વિકસ્યાં કે જે યુગ એક બાજુએથી મુસ્લિમ–મોગલ સત્તાના સૂર્યને મધ્યાહ્ન પહોંચાડતો હતો, જ્યારે બીજી પાસ ભક્તિમાર્ગના જબરજસ્ત પ્રવાહો હિંદુ સંસ્કૃતિનું રક્ષણ કરી, નવીનતા સરજી, હિંદુ-મુસ્લિમ એકતાનાં પગલાં પાડતા હતા. નરસિંહ મહેતા, ચૈતન્ય, વલ્લભ અને તુલસીદાસ સરખા મહાન આચાર્યો અને સંત કવિઓના, અને ભક્તિમાર્ગને અમર કરનાર અન્ય સાહિત્યકારોના મીરાંબાઈ ઓછાવત્તા સમકાલીન હતાં. બાબરથી માંડી અકબર સુધીના યુગમાં એ ખગ.

મોસાળમાંથી વૈષ્ણવ સંસ્કારો લઈને મીરાંબાઈ કુંભા રાણાના સુવિખ્યાત પૌત્ર, સંગ્રામસિંહના પાટવી કુંવર ભોજરાજ, સાથે પરણ્યાં હતાં; પરંતુ, ચાર-છ વર્ષના લગ્નજીવન પછી, મીરાંના સૌભાગ્યનો અસ્ત થયો હતો. મીરાંએ પોતાના જ જીવનમાં, પોતાના સસરા સંગ્રામસિંહ અને પોતાના દિયર રત્નસિંહ, વિક્રમસિંહ, દાસીપુત્ર વનવીર અને પછી દિયર ઉદયસિંહ—એ પાંચેના રાજઅમલ જોયા હતા. આ મીરાંના જીવનસંબંધી ઉલ્લેખો હવે જોઈએ.

### નાભાજીની ‘ ભક્તમાલા ’નો ઉલ્લેખ :

હિંદભરના સંતકવિઓની ચરિત્રમાલામાં ગુજરાતના બે સંતકવિ-

એને સ્થાન મળેલુ છે નરસિંહ અને મીરા કારણ કે તેમની ખ્યાતિ કેવલ ગુજરાતમા જ નહિ, પરતુ હિંદભરની ભાવિક જનતામા આજે પણ જીવતી જાગતી છે મીરાબાઈના જીવનને અને કવનને ખૂબ સદ્ભાવ પૂર્વક બિરદાવનાર પહેલા સતકવિ નાભાદાસ છે સવત્ ૧૬૮૮મા એમણે ગૂથેલી ભક્તમાલામા તેમણે, એક એક ભક્ત માટે એક એક છપ્પો, રચ્યો છે મીરાબાઈ માટે નીચેનો 'છપ્પય' એમણે આપ્યો છે એમના આખા જીવનનો નિષ્કર્ષ સૂત્રાત્મક ભાષામા સૌ તેમણે બતાવ્યો છે —

(छप्पय)

"सदरिश गोपीन को प्रेम, प्रगटि कलजुग हिं दिखायो।
निरअकुश अति निडर, रसिक–जस रसना गायो॥
दुष्टनि दोष विचारि, मृत्यु को उद्यम कीयो।
बार न बाको भयो, गरल अमृत–ज्यों पीयो॥
भक्ति–निसान बजाय के, काहू तें नाहि न लजी।
लोक–लाज कुल शृखला तजि, मीरां गिरधर भजी॥"

—छप्पय ११५॥

કલિયુગમા અશક્ય વાત લાગે તેવો, વ્રજની ગોપીના જેવો, પ્રેમ જેમણે પ્રગટપણે વ્યક્ત કર્યો પ્રગટપણે એટલા માટે કે કૃષ્ણ પ્રત્યેનો પોતાના અતરનો પ્રેમ વ્રજાગનાઓ તથા ઋષિપત્નીઓ છાનોછપનો વ્યક્ત કરતી હતી જાહેર કરવામા તેમને લોકલાજની તથા કુલમર્યાદની બાધા નડતી હતી ત્યારે મીરાએ તો—

"નાથ! તુમ જાનત હો સબ ઘટકી
મીરા ભક્તિ કરે રે પ્રગટકી—નાથ૦"

—એમ પોતાના મનનો કૃષ્ણ પ્રત્યેનો પ્રેમ, નીડરપણે અને નિરકુશપણે, વ્યક્ત કર્યો હતો તેથી, વ્રજની ગોપી કરતા પણ અતરનો પ્રેમ પ્રગટ કરવામા જે ચડી જાય એવા હતા

નિર્ગુણ અને નિરાકાર એવા બ્રહ્મને મુકાબલે, જે 'રસિક' રસરૂપ કહેવાય તેવા, શ્રીકૃષ્ણનો જ યશ જેમણે (નિરંકુશ અને નીડરપણે) જિહ્વાથી ગાયા કર્યો છે.

શ્રીકૃષ્ણલીલાના પદો રચવાના અને તેને ગાવાના મીરાંબાઈના વ્યવસાયમાં તેમના રાજવંશી સાસરિયાએ—દુષ્ટોએ, દોષ જોયો: ખાસ કરીને તેમના છોકરવાદ દિયેર રાણા વિક્રમાદિત્યથી, રણવાસમાં ભજનની ધૂન અને સંત મંડળીના અખાડા, વેઠાયા નહીં તેથી આની રાજકુળની પ્રતિષ્ઠાને ઝાંખપ લગાડનારી ભાભીનો અંત આવી જાય તેટલા સારુ, ઠાકોરસેવાના કરંડિયામાં નાગ અને ચરણામૃતને મિષે ઝેર મોકલવાનો નિંદ્ય ઉદ્યમ તેમણે કર્યો.

પરંતુ પ્રભુકૃપાથી [ પ્રગટપણે સાચી ભક્તિ કરનાર ] મીરાંનો એક વાળ પણ વાંકો ના થયો! મીરાંને પીવા મોકલેલું વિષ, પ્રભુનું ચરણામૃત ગણીને મીરાં પી ગયા, અને ખરેખાત, તે અમૃત બની ગયું!

આવા પ્રસંગે પ્રભુએ ભક્તની લાજ રાખી, જાહેર કસોટીમાંથી તેમને પાર ઉતાર્યાં એટલે મીરાંએ પ્રભુભક્તિનો ડંકો જોરશોરથી દુનિયાની જાણ માટે વગાડ્યો

અને તેમ કરતાં, પછી એ કોઈથી ડર્યાં નહીં કે શરમાયાં નહીં! સામાન્ય લોકોની દૃષ્ટિએ કહેવાતી 'લાજ' અને રાજકુળની માની લીધેલી 'પ્રતિષ્ઠા'ના બંધનો, મીરાંએ ફગાવી દીધાં લોકલાજ કુળ શૃંખલા તજી, અને 'ગિરિધર'ની ભક્તિ જીવતાં સુધી કર્યા કરી

## હરિરામ વ્યાસની 'બાની':

ગોસાઈ હિતહરિવંશના શિષ્ય શ્રી હરિરામ વ્યાસે પોતાની 'સંતબાની'માં અનેક ભક્તોના ઉલ્લેખ કર્યા છે એમાં મીરાંનો પરિચય પણ આપેલો છે આ ભક્તોમાંના કેટલાક વ્યાસજીની પહેલાં થઈ ગયેલા છે અને કેટલાક સમકાલીન પણ છે

'બિહરહિં સ્વામી બિનુ કો ગાવૈ,
મીરાબાઈ બિનુ, કો ભક્તનિ
પિતા જાન, ઉર લવૈ ?'

—આ પંક્તિ ઉપરથી મીરાના સ્વભાવના સંબંધમા એટલું જાણવા મળે છે કે ભક્તોને એ પિતા સમાન ગણી, તેમને ભેટતી પણ હતી. હરિવંશ, રૂપ સનાતન, કૃષ્ણદાસ, વ્યમલ, પરમાનન્દદાસ તથા સૂરદાસ વગેરેની કૃષ્ણભક્તિ આ સમયમા પ્રસિદ્ધ હતી. એવુ મનાય છે કે સં. ૧૬૨૨માં વ્યાસજી, હિતહરિવંશજીના શિષ્ય થયા હતા. 'ઈતનૌ હૈ સબ કુટુમ હમારો' એ પદમાં મીરાંને પોતાના (હરિભક્તોના) 'કુટુમ્બ'નાં માન્યા છે: 'સૂરદાસ, પરમાનન્દ, મેહા, મીરાં ભક્તિ વિચારા:'

## 'ચોરાસી વૈષ્ણવનકી વાર્તા':

વલ્લભ-સંપ્રદાયી ચોરાસી વૈષ્ણવોની વ્રજભાષામાં લખાયેલી ગદ્ય-વાર્તામા મીરાબાઈના ઉલ્લેખો પ્રાપ્ત થાય છે: તેમાં વર્ણવેલા પ્રસંગો ઉપરથી એટલું ફલિત થાય છે કે મીરાં વલ્લભાચાર્યના ઉત્તરકાલીન તથા વિઠ્ઠલનાથજીનાં સમકાલીન હતાં: વલ્લભાચાર્યનુ મૃત્યુ સં. ૧૫૮૭-માં થયુ હતું. એટલા સમયમા મીરાંની વૈષ્ણવભક્ત તરીકે સારી એવી ખ્યાતિ થઈ ચૂકી હશે: અને તેમના દર્શને અન્ય ભક્તો ઉપરાંત વલ્લભાચાર્યના શિષ્ય ગોવિંદ દૂબે, કૃષ્ણદાસ ચદ તથા પુરોહિત રામદાસ પણ આવ્યા હતા. ત્યાસુધી મીરાં પોતાના પતિના ગામમાં રહેતાં હતાં.

## ધ્રુવદાસની 'ભક્તનામાવલી': સં. ૧૬૯૮:

ધ્રુવદાસે 'ભક્તનામાવલી' (રચના-સંવત, લગભગ વિ. સં. ૧૬૯૦-૧૭૦૦)મા મીરાં માટે નીચે પ્રમાણે દૂહા રચ્યા છે:—

'લાજ છાડિ ગિરધર ભજી, કરી ન કછુ કુલ કાનિ:
સોઇ મીરાં જગવિદિત, પ્રગટ ભક્તિ કી ખાનિ'

> લલિતા દૃઢ લઈ બોલિકે, તાસોં હો અતિ હેત :
> આનંદ સો નિરખત ફિરૈ, વૃન્દાવન રસ-ખેત.
> નૃત્યત નૂપુર બાંધિ કે, નાચત લૈ કરતાર :
> વિમલ હિયો ભક્તિનિ મિલી, તૃન સમ ગન્યો સંસાર.
> બંધુનિ વિષ તાકો દિયૌ, કરિ વિચાર ચિન આન :
> સો વિષ ફિરિ અમૃત ભયૌ, તબ લાગે પછિતાન.'

અહીં ઉલ્લેખેલી સખી લલિતા મીરાંની સહચરી, દાસી તથા સખી પણ હતી, જો કે વયમાં એ થોડીક મોટી હતી. મેડતાથી વૃંદાવનની યાત્રાએ મીરાંબાઈ ગયા ત્યારે એમની સાથે કૃષ્ણભક્તોનો એક મોટો સંઘ સામેલ થયો હતો. એમા એમના બાલ્યકાળથી જ પરિચારિકા-રૂપે તથા છાયારૂપે, સાથે ને સાથે રહેનાર અને ઉછરનાર તેમની સખી લલિતા હતી : પોતાના સુખદુઃખ તથા વિપત્તિઓમા એની જ મીરાંને મોટી હૂંફ હતી. એ માંદી પડી છતા તેમનો સાથ એમણે છોડચો નહિ. મીરા પ્રત્યે લલિતાની ભક્તિ, સ્નેહ, વાત્સલ્ય તથા સખીભાવ અનોખા પ્રકારના હતા. મીરાના પદોને લિપિબદ્ધ કરનાર આ નિજ સખી જ હતી એમ 'ડાકોર'વાળી સં. ૧૬૪૨વાળી પ્રતિ ઉપરથી જાણવા મળે છે.

આ ઉપરથી લલિતા અને મીરાને પરસ્પર ગાઢ સંબંધ હતો એ સ્પષ્ટ છે. એટલે ડાકોરવાળી પ્રતિ જે ઉપરથી ઊતારવામાં આવી છે તેની દ્વારકાવાળી અસલ પ્રતિ લલિતા સખીએ ઊતારેલા પદોની જ હોવી જોઈએ એમ નિઃસંદેહ માની શકાય તેમ છે: લલિતા તેમની દાસી હોવા છતા, તેના સસ્કારોને લીધે અને ભક્તિમગ્ન મીરાના નિત્ય સહવાસને લીધે, તેમની વાણીને સંઘરવાની એ અધિકારિણી બની હતી. કેટલાક વળી એવું અનુમાન કરવાને પણ પ્રેરાશે કે 'દાસી મીરા લાલ ગિરધર' —એવી છાપવાળા એ પોથીમાના ભજનો કદાચ આ લલિતા સખીની રચના હોય : આ પોથીમાના પદોની ભાષા મુખ્યત્વે રાજસ્થાની અને તેમાં ઠેકઠેકાણે ગુજરાતીની છાટ દૃષ્ટિગોચર થાય છે.

## પ્રિયાદાસે વિસ્તારેલું 'મીરાંચરિત્ર':

નાભાજી પછી એંસી વર્ષે (સં. ૧૭૬૯માં) પ્રિયાદાસે મીરાં ચરિત્રને પોતાની 'ભક્તમાલ' ઉપરની ભક્તિરસ બોધિની ટીકામાં દસ મનહર છંદમાં વિસ્તાર્યું છે. (૪૭૧-૪૮૦)—[ જુઓ પરિશિષ્ટ ૨. ]

"મેડતામાં જન્મભૂમિ હતી: ત્યાં પિતાને ઘેર ગિરિધર લાલની મૂર્તિમાં તેમનું ચિત્ત પરોવાયું: એટલામાં ચિતોડના રાણા સાથે સગાઈ થઈ: અને લગ્ન પણ થયું: પતિને ઘેર વળાવતી વખતે માબાપે કહ્યું 'તારે ધનરત્ન જોઈએ તે લેતી જા." ત્યારે તેમણે માત્ર ગિરિધર લાલની મૂર્તિ માગી લીધી. સૌને ત્યારથી જ લાગ્યું કે કુંવરીને ભક્તિનો રંગ ચઢ્યો છે.—(કવિત ૪૭૧)

પછી એ પતિને ઘેર ગઈ. ત્યાં સાસુએ કુલદેવીની પૂજા કરવાનું કહ્યું. મીરાંએ કહ્યું: "ગિરિધરની પૂજા માટે જે હાથ વેચાયો છે તે હાથ, બીજા કોઈની પૂજા નહીં કરે." સાસુએ ઘણુંયે સમજાવી કે "માતાની પૂજા કરવાથી સૌભાગ્ય વધશે, માટે માતાને માથું નમાવો." પણ મીરાં એકની બે ના થઈ!—(કવિત ૪૭૩)

થયું; સાસુ ખસીઆણી પડી ગઈ: પોતાના પુત્ર પાસે દોડી આવી અને તેને કહ્યું; "પહેલે જ પગરણે મારું અપમાન કરનારી આવી અ-કહ્યાગરી વહુ કોઈના કામની નથી."—(કવિત ૪૭૪)

માની વાત સાંભળી રાણાને ક્રોધ ચઢ્યો. મનમાંથી વહુનું કાસળ કાઢવાનો વિચાર કર્યો. એને માટે જુદો નિવાસ નક્કી કર્યો જેથી એને કંઇ થાય તો લોકોના જાણવામાં ન આવે.

પણ રાણાનો અને સાસુનો રોષ મીરાંને સંતોષરૂપ થયો. એમને તો એકલાં રહેવાથી ભક્તિમાં વિશેષ અનુકૂળતા મળી: સાધુસંતનો સત્સંગ વધારી શકાશે.

સાસુ તથા વરના મનમાં હશે 'કે વહુ પસ્તાશે, અને પાછી પગે પડતી આવશે:' પણ અહીં તો મીરાંનો નવો રંગઢંગ દેખાયો. એટલે હવે 'સામ' ઉપાય ગોજ્યો: મીરાંની નણંદ મીરાંને સમજાવવા આવી. "આવી રીતે અલગ રહેવાથી અને રાજકુલનો ત્યાગ કરવાથી પિયર તથા સાસરૂં લાજે છે: માટે ભાભી! માની જાવ, અને ઝટપટ પાછાં ચાલો."—( કવિત ૪૭૫ )

મીરાંએ કહ્યું: "મને અહીં કંઈ પણ દુઃખ નથી: સાધુસંતનો સહવાસ મને વધારે પવિત્ર બનાવે છે." નણંદે ભાભીનાં ઉદ્ધત વચનો ભાઈને કહેવરાવ્યા: એટલે રાણાએ દુઃખદ સ્થિતિનો અંત લાવવા ઝેરનો પ્યાલો મીરાંને પાવા મોકલ્યો. મીરાંએ પ્યાલો માથે ચડાવીને, પ્રભુ-ચરણામૃત ગણી પીધો ઝેર કાંઈ ચડ્યું નહીં.

રાણાએ એક જાસુસ મીરાંને ત્યાં બેસાર્યો. અને સાધુના સંગમાં મીરા કેમ વર્તે છે તેની બાતમી આપવાનું કહ્યું: અને 'જરાપણ મીરાના વર્તનમા કલંક દેખાય તો તેને ઠાર કરવી' એવો રાણાએ નિશ્ચય કર્યો.

એક વખત મીરા પોતાની ગિરિધારીની મૂર્તિ સાથે સામેસામ વાત કરતાં હતા, અને હસતા પણ હતા પેલા જાસુસને થયું, 'હવે ખરો લાગ છે: મીરા કોઈ પુરૂષ સાથે એકાંતમા વાત કરતા લાગે છે': રાણાને જઈને એણે ખબર આપી; રાણો તો રીસનો ભર્યો ઊતાવળો ઊતાવળો તલવાર હાથમા લઈને આવ્યો: અને કમાડ ખોલાવ્યા. —( કવિત ૪૭૬ )

જુવે છે તો મંદિરમા મીરા એકલા છે! રાણાએ તડૂકીને કહ્યું: "બતાવ, ક્યાં છે પેલો, જેની સાથે તું હસતી હતી અને બોલતી હતી?"

મીરાંએ કહ્યું: "એ આપની સન્મુખ જ છે: આખ ખોલીને જુવો તો તમને એમના દર્શન થશે." કહીને ગિરધરમૂર્તિને બતાવી: રાણો

તો આ ઉત્તરથી ખસિયાણો પડ્યો કોઈ બીજાને દેખ્યું નહીં તેથી પોતે લજવાયો અને એ આવ્યો હતો તેવો જ પાછો જતો રહ્યો.

ઈશ્વરનો પ્રભાવ તેને બતાવવામાં આવ્યો : પણ જેના મનમાં ભાવ નથી એવું એનું હૃદય ભક્તિભાવથી ભીંજાયું નહીં !—(કવિત ૪૭૭)

એક વખતે, એક કુટિલ અને વિષયી સ્વભાવવાળો ભેખધારી સાધુ મીરાંને ત્યાં આવ્યો : અને પ્રભુને નામે ખૂબ અણઘટતી માગણી કરી : કે મને સ્વપ્નામાં ગિરધરજીએ આજ્ઞા કરી છે કે મારે તમને અંગસંગ આપવો ' મીરાંબાઈએ કહ્યું. ' ગિરધરની આજ્ઞા મારે માથે છે; પહેલાં તમે ભોજન લ્યો '.

મીરાંએ તત્કાલ એક પથારી જ્યાં સંતસમાજ બેઠો હતો તેમની વચ્ચે પાથરી અને પેલા કપટી સાધુને કહ્યું· 'હવે કહો, તમારે કેવા પ્રકારનો રસ જોઈએ છીએ ? અહીં કોઈની બ્હીક કે શંકા નાખવા જેવું નથી '

પેલો સાધુ તો લાજનો માર્યો ધોળો પૂણી જેવો થઈ ગયો ! એનો વિષયભાવ ઓસરી ગયો અને તરત મીરાંને પગે પડ્યો મીરાં પાસેથી ભક્તિનું દાન માગ્યું —(કવિત ૪૭૮)

મીરાંનું રૂપ સુંદર છે એમ જાણીને અકબર, તાનસેનને સાથે લઈને તેમને જોવાને આવ્યા મીરાંને તથા તેમના ગિરધરલાલને જોઈને તેમના ચિત્તને ઘણો આનંદ થયો.

વૃંદાવનમાં આવ્યા પછી મીરાંબાઈ, પ્રસિદ્ધ વૈષ્ણવ આચાર્ય જીવ ગુસાંઈને મળવા ગયા અને ' સ્ત્રીનું મુખ ન જોવાનું ' તેમનું ' પણ ' છોડાવ્યું. મીરાંબાઈ વૃંદાવનની કુંજકુંજમાં ફર્યાં અને રાધાકૃષ્ણની લીલાનો સાક્ષાત્કાર કર્યો એ અનુભવ લઈને, સ્વદેશ તરફ એ વળ્યાં.
—(કવિત ૪૭૯)

પરંતુ રાણાનો સ્વભાવ હજી એનો એ રહ્યો છે એમ જાણીને, એ દ્વારકામાં જઈને વસ્યાં. ત્યાં ગિરિધારીલાલને અનેક પ્રકારનાં લાડ લડાવવાં લાગ્યાં. મીરાંનાં પવિત્ર પગલા પોતાના દેશમાં ન થયાં તેથી રાણાના મનમાં ઓછું આવ્યું: એને મીરાંને પાછાં બોલાવવાની ચટપટી થઈ.' એમણે બ્રાહ્મણોને બોલાવવા મોકલ્યા. બ્રાહ્મણોને કહ્યું: 'વહેલા વહેલા રાણીજીને લઈને આવતા રહેજો. તો જ મારો પ્રાણ ટકશે '.

એટલું સાંભળીને બ્રાહ્મણો દ્વારકા આવ્યા. તેમણે મંદિરમા 'ધરણું' દીધુ: મીરાંબાઈનુ ભક્તહૃદય આ કલ્પાતથી અકળાયું. એ પ્રભુ-મંદિરમા રજા માગવા ગયા; અને કહ્યું કે 'દેવ! મને પાસે રાખવી ઘટે તો રાખો નહીં તો આઘી કરો.' આટલુ કહેતામા મીરા રણછોડ-નાયજીમા લીન થઈ ગયા: અને ફરીથી દેખાયા જ નહીં!—(કવિત ૪૮૦).

## દયારામભાઇનું 'મીરાંચરિત્ર':

દયારામભાઈના રસપૂર્ણ અને સચોટ ભાષામા વર્ણવેલા "મીરા-ચરિત્ર"ને પ્રિયાદાસની ટીકાનો ખૂબ આધાર મળ્યો જણાય છે: છતાં આમાના બધા પ્રસંગો તેમણે નોધ્યા નથી. ઇતિહાસની દૃષ્ટિએ પ્રિયાદાસનું વર્ણન તથા દયારામનું વર્ણન બહુ ઉપકારક નથી; છતા માનવસ્વભાવના આલેખનની સાચી કવિતા આ બંને મીરાચરિત્રોમાં છે. દયારામભાઈએ નાટ્ય અને સંવાદનુ તત્ત્વ બહુ સરસ રીતે ગૂંથી લીધું છે.

મીરાબાઈ નો જન્મ મેડતાના ઠાકોર દુદાજીને ત્યા વૈષ્ણવ કુલમા થયો હતો. મીરાના ભાઈ જયમલ પણ ભક્ત હતા, અને તેમનું સ્થાન પણ 'ભક્તમાલા'મા છે. મીરાબાઈ જન્મ્યા ત્યારે એમની જન્મપત્રિકા તૈયાર કરાવી: અને જ્યારે,

"જોશીએ વાંચી જનમોતરી રે, તેમાં લખ્યું નીકળ્યું એહ,
કે 'વરશે વિશ્વંભરનાથને રે, કરશે નંદકુંવરશું નેહ'
—મીરાં-મન મોહનશું માન્યું.
વરિયા વરિયા શ્રી ગિરિધરલાલ: જાણે જગ, નથી કાંઈ છાનું.
—મીરાં-મન મોહનશું માન્યું."

મીરાંબાઈ દાદા પાસે ઉછરે છે. એ સાત-આઠ વર્ષનાં થયાં એવામાં, એમને ત્યાં એક સાધુ આવ્યા. સાધુ પાસે બાલકૃષ્ણની મૂર્તિ હતી. સાધુ બાલકૃષ્ણની વિધવિધ પ્રકારની સેવા કરે, એનું કીર્તન કરે, થાળ ધરે અને પછી પોતે જમે. આમ સાધુની ભક્તિ ચાલ્યા કરતી. તે બધુ બાલક મીરાંબાઈ જોયા કરતી.

મીરાંને પેલી બાલકૃષ્ણની મૂર્તિ ખૂબ ગમી ગઈ. એને થયું, 'મારી પાસે આવી મૂર્તિ હોય તો કેવું સારું! હું પણ એની સેવા કરું, મેવા ધરાવું અને ભજન કરું.'

પણ બીજી મૂર્તિને બદલે આ સાધુની જ મૂર્તિ મળે તો કેવું સારું!

પણ તે શી રીતે મંગાય? આખરે ખૂબ વિચાર કરીને મીરાંએ હઠ પકડી. બીજે દિવસે જમવા બેસતી વખતે દાદાજીને કહ્યું, 'મને પેલી મૂર્તિ અપાવો તો હું થાળ ધરીને જમું, નહિ તો હું જમવાની જ નથી!"

દાદાજીને કુંવરી બહુ વહાલી હતી. તેમણે બીજી મૂર્તિ આપવા માંડી; પણ બાળહઠ ચાલુ રહી.

આખરે દાદાજીએ સાધુને ખૂબ ખૂબ વિનવ્યા. તેમની સેવામાંની મૂર્તિ આપવા આગ્રહ કર્યો. નિર્દોષ મીરાંની હઠથી સાધુ પ્રસન્ન થયા. તેમણે મૂર્તિની ભેટ કરી.

મીરાંના આનંદનો પાર રહ્યો નહિ. એ તો ગાવા લાગી:

"રાણાજી ! મને રામ રમકડું જડિયું—
રૂમઝુમ કરતું મારે મંદિરે પધાર્યું,
નહિ કોઇને હાથે ઘડિયું—રાણાજી૦
મોટા મોટા મુનિજન મથી મથી થાક્યા,
કોઇ એક વિરલાને હાથે ચડિયું—રાણાજી૦"

મીનાએ પોતાના ઠાકોરજીનું નામ પાડયું 'ગિરિધર નાગર': મીરા જ્યારે મોટા થયા અને એમની વાણી જ્યારે ભજનોરૂપે વહેતી થઈ ત્યારે એમના પદની છેલ્લી લીંટીની છાપ "મીરા કે પ્રભુ ગિરિધર નાગર" એવી આવવા લાગી.

મીરાબાઈ વયમાં આવતા, મેવાડના મહારાણા સંગના યુવરાજ ભોજરાજ સાથે તેમની સગાઈ થઈ, અને

"પરણાવીને વળાવ્યા સાસરે, કંઈ લૌકિક રીતે મીરાબાઈ."

પછી—

"કુલ દેવીને દેવા વધામણા રે, ચાલ્યા વરકન્યા સહુ જન:"

યુવરાજ ભોજરાજે,

'(રાણે) પારવતીજી પૂજિયા રે, પણ મીરાનું તો મોહનમાં મન'

એટલે એ ઊભા રહ્યા, તેથી—

સાસુ કહે "સૌભાગ્ય વધે રે વહુ, નમો શક્તિને પાય."

પણ બાલપણની રમતમાં જ, જે ગિરધરલાલને પરણી બેઠી હતી ને પ્રસંગનું મીરાનું ભજન જાણીતું છે —

"હું તો પરણી શામળિયા વરની સાથે રે,
બીજાના મીંઢોળ નહિ રે બાંધુ."

ને મીરાબાઈએ વિનયથી છતાં દૃઢતાથી ઉત્તર દીધો—

મીરા કહે, 'મસ્તક મારુ નહિ નમે, વિના એક શ્રીગિરિધરલાલ,'
થયુ, ગૃહસ્થાશ્રમને ઉંબરે જ—ભોજનને પહેલે જ કોળિયે માખી
આવી—અકળાગરી વહુનુ કહેવુ સાસુને માથાવાઢ લાગ્યુ

સાસુ કે, 'સામુ બોલી આજથી રે, મારે નથી એ વહુનુ કામ,'
પુત્રને કહ્યુ, એહને રાખો પરી, એક ન્યારુ ચ્યાવો એનુ ધામ,'
—મીરા મન મેહનશુ માન્યુ

સાસુનો આ પ્રકારનો રાષ, માત્ર લૌકિક રીતે પરણેલા મીરાવહુને
તો સતોષરૂપ નીવડ્યો

'એવુ સુણીને મીરા મગ્ન થયા રે, ભતુ થયુ રે ભાગી જ જાગ
સાધુની સગે દિનરેન નિર્ગમશુ સુખે, સેવીશુ ગાઈશુ ગોપાળ'

મીરાબાઈનો ગૃહસ્થાશ્રમ, સસારીઓની દૃષ્ટિએ ધૂળ બની ગયો
પણ તેમને મન તેનુ કઈ દુ ખ નહોતુ એમને મદિરે તો,

'નિત્ય ભજન કથા કીર્તન ઓચ્છવ હરિને લડાવે કરે લહેર

મીરા બેનણ વર્ષમા વિધવા થયા છતા મીરાંને તેથી કઈ ખેદ
થયો લાગ્યો નહિ એમણે લખ્યુ જ છે

'સસારીનુ સુખ કાચુ પરણીને રડાવુ પાછુ—તેને ઘેર શીદ જઈએ રે? —
મોહન, તારા મુખડાની માયા લાગી રે—

સાસુએ વહુને મનાવવા સામ, દામ, ભેદ અને દડના કઈ કઈ
પ્રયોગો આદરવા માડ્યા પહેલા નણદ આવી અને ભાભીને
ધમકાવવા મડી—

'આ શો માડ્યો ઉત્પાત?
સાસરે રાણાજીનુ કુળ લજાવ્યુ વહુ, મહિયેર લજાવ્યા માતતાત'
—મીરા મન મોહનશુ માન્યુ

મીરાંબાઈએ નણંદ સાથે ભક્તિ અને વૈરાગ્યનો ઉપદેશ પાઠવ્યો. અંતમંડળીમાં બેઠેલાં મીરાંસંબંધી રાણાએ સ્વતંત્ર બાતમી કઢાવી:

'લાવો ખબર, છે શા રંગમાં રે, કોણ કોણ બેઠું છે એની પાસ ?'

અનુચરે સમાચાર આપ્યા. 'અત્યારે મીરાંની પાસે ત્રીજું કોઈ પણ નથી. માત્ર

'ગણીજી સાથે કોઈ પુરુષ બોલે છે, ઘરમાં થઈ રહી છે ચૈકાર !'

હવેનું વર્ણન દયારામભાઈ બહુ સચોટ આપે છે:—

"સુણતાં શણો થયો રાતડો રે, ખેંચી ખડ્ગ, ધાયો છે તેણી વાર,
પેઠો મીરાંને મહેલે એકલો રે, કોઈ આવે ના, ધાઈ દીધાં દ્વાર.'
રાણે "આવી જોયું તો મીરાં એકલી રે, પ્રભુએ એને ના દીધું દરશન,
પૂછ્યું મીરાંને: 'પેલો પુરુષ ક્યાં છે? તાહારે લાગ્યું જેહ–શું લગન.'
—મીરા-મન મોહનશું માન્યું.

મીરાંબાઈએ સાત્ત્વિક ભાવથી રાણાને (પોતાના દિયેર વિક્રમાદિત્યને) ટાઢો પાડ્યો: તેને કહ્યું,

'ક્યાં છે? પૂછો શું ગણા ! રોમમાં રે, તે તો સઘળે વસે છે ભરપૂર,
ધ્યાનમાં જુવે જોગી, પ્રેમી પ્રત્યક્ષ દેખે, રહે છે દુષ્ટથકી દૂર.'
—મીરા-મન મોહનશું માન્યું.

ભભૂકતા અગ્નિમાં ઘી પડે ને જેમ તેમાં ભડકો થાય, તેમ રાણાનો ક્રોધ આવા શાંત ઉત્તરથી વધારે વકર્યો:

'રાણાને આગ, લાગી ઘણી રે: પણ ભાવ ન આવ્યો ભૂપ:'

રાણાએ સામું બોલનારી ભાભી સામે તલવાર ઉગામી; પણ જ્યાં એ ઘા કરવા જાય છે ત્યાં—

"દીઠાં મીરાંનાં બે રૂપ !"

• ગણે પાછો પડ્યો, ફરી પાછી હિંમત ભેગી કરી એણે ખડ્ગ ઉગામ્યુ આ વખત 'હરિએ દેખાડી મીરા ચાર' ગણો તો છોભે પડ્યો અને પોતાને મહેલે પાછો ફર્યો

રીસથી જે ન બની શક્યું તે છળથી કરવા પ્રયત્નો કર્યા વિષનો પ્યાલો હરિચરણામૃત કરીને મોકલાવ્યો મીરા પ્રભુપ્રસાદ ગણી પી ગયા અને ભક્તના જીવનમા ભારે ચમત્કાર થયો

મીરાને હવે કુલમરજાદ સામે ખુલ્લુ બડ કરવાનુ બહાનુ મળ્યુ મીરાએ ચિતોડનો ત્યાગ કર્યો ગોકુલવૃંદાવનની યાત્રાએ જવાને નીકળ્યા ત્યા શ્રીકૃષ્ણની વિહારભૂમિના દર્શન કર્યા, જમુનાજળના પાન કર્યા

ત્યા એક પ્રસગ બન્યો જીવ ગોસ્વામી નામે એક વૈષ્ણવ આચાર્ય વૃદાવનમા રહેતા તેમના દર્શને જવા મીરા તૈયાર થયા ત્યારે તેમને જીવા ગોસાઈને સદેશો મળ્યો કે 'મીરાબાઈ સ્ત્રી હોવાથી આ સન્યાસી ગોસ્વામી તેમને દર્શન દઈ શકશે નહિ '

સાચા ગોપીભાવથી રગાયેલા અને 'હુ ભાવ પુભાવ નોછાવર કરીને' બેઠેલા એવા મીરાબાઈને, આ સદેશાથી આશ્ચર્ય થયુ તેમણે સ્ત્રીસુલભ વક્રોક્તિ–કરડાકી–મા ઉત્તર કહેવરાવ્યો—

'આટલા દિવસ એમ જાણુતી, કે વ્રજમા કૃષ્ણ પુરુષ છે એક
વૃદાવન વસી, હજી પુરુષ રહ્યા છો, ધન ધન તમારો વિવેક !'
—મીરા મન મોહનશુ માન્યુ

જીવ ગોસ્વામીને સાચા જ્ઞાનનો પ્રેમલક્ષણાભક્તિનો—પ્રકાશ મળ્યો. એ સામે થઈને મીરાબાઈના દર્શને આવ્યા

પછી તો મીરાબાઈ દ્વારકા ગયા અને ત્યા વસ્યા વસ્યા પછી તેમના અકળાયેલા જીવને શાતા વળી એમણે ગાયુ

'મેરો મન હર લીનો રાજ રણછોડ—'
આસપાસ રત્નાકર ગાજે, ગોમતી કરત કલ્લોલ —મેરો મન૦',

દરમ્યાન મીરા જેવા સતજનની ગેરહાજરીને લીધે મેવાડમા અનેક –

ઉત્પાત થયા: દુષ્કાળ, અતિવૃષ્ટિ અને રાજ્યક્રાંતિની અનેક યાતનાઓથી પ્રજા કંટાળી ગઈ. મહારાણા પ્રતાપના પિતા ઉદયસિંહ—જે મીરાંના છેક નાના દિયેર થતા હતા—તેમણે સંત ભાભીને દ્વારકાથી પાછાં સ્વદેશ બોલાવી લાવવા માટે સેવકો મોકલ્યા. તેમની દ્વારા, રાણાની આજીજી-ભરી વિનંતિ સાંભળી, મીરાં હરિમંદિરમાં ગયાં :

' આગ્રહ દેખી મીરાં વિદાય માગવાને, આવ્યાં શ્રીપ્રભુજીની પાસ :
હરિએ હકીકત સાંભળીને, હસી ચાપી હૃદયા સાથ.
—મીરાં-મન મોહનશું મોહ્યું૦ '

મીરાં નિજ-મંદિરમાંથી બહાર આવ્યાં નહિ. કહે છે કે મીરા પ્રભુમા સમાઈ ગયા: તેમને સારૂપ્ય-મુક્તિ મળી !

## મીરાંના પૂર્વજન્મની આખ્યાયિકા, અપ્રસિદ્ધ 'પરચી'ને આધારે :

"મીરાબાઈ કી પરચી" નામે, સં. ૧૮૫૫મા રચાયેલો એક કાવ્યગ્રંથ મળી આવ્યો છે: આ ગ્રંથની સાથે બીજા અનેક સંતોની 'પરચી' (સં. परिचय ઉપરથી: परिचयी; ગુજરાતમા ચમત્કારના અર્થમા 'પરચો' શબ્દ વપરાય છે.) આપેલી છે. એના રચનાર સાધુ સૂખસારણ છે: આ 'પરચી'ને દોહા-ચોપાઈમા વર્ણવી, તેના બાર 'વિશ્રામ' બનાવ્યા છે. ખાસ નોંધપાત્ર હકીકત એ છે કે પ્રસંગે પ્રસંગે મીરાબાઈના ૨૭ પદ, આ 'પરચી'કારે ચરિત્રનો કથા-સંબંધ વિચારીને, અંદર ગૂંથી લીધા છે.

મીરાના પૂર્વજન્મસંબંધી જાણવામા આવેલી આ અશ્રુતપૂર્વ આખ્યાયિકા છે. * ઋષિપત્નીના અન્ન આરોગ્યાનો પ્રસંગ ભાગવતમા છે. તે સાથે એનો પૂર્વ-જન્મ ઘટાવવામા આવ્યો છે :—

* भविष्यमहापुराणमा મીરાને પૂર્વજન્મમા માધાતા રાજા હોવાનુ જણાવ્યું છે—જે, નારીભાવને લીધે, બીજે જન્મે મીરાબાઈ તરીકે જન્મ્યા હતા. મૂળ શ્લોક માટે જુવો આગળ, 'મીરા' નામની ચર્ચા:

" પૂરવજનમ બ્રહ્મકુલમાંહી । અબ છત્રીય રાઠોડ કહાંહી ॥
મેડતણી સબહી જગ જાણી । ગઢ ચિતોડ ઘરાં પટરાણી ॥૭॥

પૂરવજનમ કી વરણું ગાથા । તનમન અરપણ ભજ્યો વિધાતા ॥
વડે ઘરાણે જે જન આવૈ । ભગત ફુરે, તપ તેજ વધાવૈ ॥૮॥

ભૂપર દુષ્ટ ભયે કંઈ રાજા । કિષ્ણુ ઔતાર લિયો કીણ કાજા ॥
માત પિતા કો બંધ છુડાયો । લીલા કારણ નંદ-ઘર આયો ॥૯॥

કુલકો કિસબ મિટે નહિ કોઈ । ઊચ નીચ ભાવે સૌ હોઈ ॥
ગ્વાલોકે સંગ ગઊ ચરાવે । પ્રાત ગયાં સંઝયા ઘર આવે ॥૧૦॥

ઔર સુજસ કહાં કરૂં બખાના ? । મો ગાવે ભાગવત પુરાના ॥
જેતો તાત્પર્ય એનો કહવું । ઈણ પરચીકો વિચમેં દવણું ॥૧૧॥

(દોહા)

એક દિન હરિ આગ્યા કરી । 'સુણો સંગકે બાલ ॥
બરસાણા દિશ આવજ્યો । ગઊ ચરાવણ ગ્વાલ' ॥૧૨॥

ગઊ ગ્વાલ બહુતે હુતે । સાઝ સુણાતે ટેર ॥
જિણ દિસ ગ્વાલા ગાવહું । લેતે હજર ઉઠેર ॥૧૩॥

—વિશ્રામ ૨

(ચોપાઈ)

બરસાણા કે વિપ્ર અગ્યાની । ભગતિ ન ભાવે કુલ-અભિમાની ॥
ષટ્ કર્મ કરે, જિગ્ય મત સાજે । નામ કૃષ્ણકે સુણ સુણ દાઝે ॥૧૪॥
એક દિનાં ભોજન નહિ આયા । ગ્વાલાંકું દ્વિજવાસ પઠાયા ॥
જિગ્ય-કરતા વિપ્રનકે જાવો । કર જાચના ભોજન લાવો ॥૧૫॥

—કેટલાક મીરાંને 'રાધાનો અવતાર' કહે છે : એ રાધા, તે રાસમાંથી અંતર્ધાન થયેલ કૃષ્ણની ઝંખના કર્યા કરતી, સુદામો મોકલી.

જબ ગ્વાલા વિપ્રનકે આયા । કિષ્ણુ કહ્યા સો વચન સુણાયા ॥
દેખ્યા ગ્વાલ, રીસભર 'ધાયા । લે લે લઠ્ઠ મારણકું આયા ॥૧૬॥
દૂર દૂર ક્રૂર વચનાં માર્યા । જબ ગ્વાલા હરિપાસ પુકાર્યા ॥
કહે ભગવાન "મતી દુઃખ પાવો । એક ઘેર પતન્યા-ઘર જાવો " ॥૧૭॥
જબ ગ્વાલ પતન્યાંન્ઘર આયા । કિષ્ણુકા સો બચન સુણાયા ॥
વચન સુણત સમહી દરખાઈ। લે લે ભોજન વે ચલ આઈ ॥૧૮॥
"ધિનધિન ઘડી, ભાગ્ય ધિન મોરે!"। દરસણકો સબહી ઊઠ દૌરે ॥
ચલતી વેર વિપ્ર ઈક આયો । અપણી તિરિયાકું ઘર લાયો ॥૧૯॥
બાંધ રોક મિંદરકે દીની । કૃષ્ણદેવકી નિંદા કીની ॥
પરવસ પડી, બહોત પિછતાઈ । પ્રાણ છોડ આગે ચલ આઈ ॥૨૦॥
વે હરિ ભગત પ્રેમ રસ ભીની । ભોજન ખવાય વીનતી કીની ॥
"અબ મ્હેં ઘરાં ન જાવાં સ્વામી!। પતિ પિડારે અંતરજામી" ॥૨૧॥
કહે ભગવાન "ઉસિ-સૂં જાવો । થારા પતિ કરે નહીં દાવો : " ॥
દેખ દુષ્ટ દાસી તન કરહી । કુંડી વીણ વીણ જલ ભરહી ॥૨૨॥
જબ બોલી વા તન તજ આઈ । "મુઝ રાખો તુઝ માહિ સમાઈ" ॥
પરસણ હોઇ કહે ભગવાના । "હોય સરજી તવ સૌં ઘટપ્રાના ॥૨૩॥
સો દેહ ભરી વિકારા માહી । તુમ વીન એક નિમેષ સુખ નાહીં ॥
નર દેહી વિન ભકિત ન હોઈ। વેદ પુરાણ કહે સંત સોઈ : ॥૨૪॥
પરગટ ભકિત હમારી કીજ્યો । જબ હું છાજ આણ મિલીજ્યો ॥
કલજુગ ભગતિ કરેગા મ્હારી । નોય જાણે બહોતી નરનારી " ॥૨૫॥

( દોહા )

બરસાણાકી બ્રાહ્મણી । તજ્યો પ્રાણ સુજાણ ॥
સો મીરા ભઈ દૂસરી । આગ્યા કીસનકી માન ॥૨૬॥
આગ્યા ગુરુ ગોવિંદકી । ચલતૈ સુધરે કાજ ॥
જૈસે ધ્રુવ પ્રહ્લાદ કો । ભકિત કાજ દિયો રાજ ॥૨૭॥

—વિશ્રામ ૩

## 'મીરાં' નામ :

મીરાંબાઈનું 'મીરાં' નામ, એ જન્મનું નામ છે કે કોઈ વિશિષ્ટ ગુણને કારણે ઉપનામ તરીકે મળેલું છે—એ વિષયમાં કેટલાક વિદ્વાનોએ ચર્ચા કરી છે સ્વ ડૉ પીતામ્બરદત્ત બડથ્વાલના લેખનો* આશય એ છે કે 'મીરાં' એ ઉપનામ છે તે સાથે એ શબ્દ જ વિદેશી છે, અને કોઈ વિશિષ્ટ કારણે દેશમાં પ્રચલિત થયો છે કબીરના ઘણા દોહરામાં 'મીરાં' ઈશ્વરના અર્થમાં પ્રયોજાએલ છે 'મીર' શબ્દ સંસ્કૃત ભાષામાં 'સાગર'ના અર્થમાં છે પણ તે ઉપરથી 'મીરાં' શબ્દ આવવાની સંભાવના નથી અરબી ભાષાના 'અમીર' શબ્દના સંકુચિતરૂપ 'મીર'નો પ્રયોગ મળે છે 'મીર'નું ફારસી બહુવચન 'મીરાં' થઈને આ પ્રયોગ બને છે 'મીરાં' શબ્દના સ્ત્રીવાચી 'આ' વાળા નામો ગુજરાતમાં ખૂબ મળે છે જેમકે રૂપાં, ધનાં, તેજાં, શોભાં, લીલાં, જીવાં વગેરે પવિત્ર વંશના સૈયદોના નામોની પૂર્વે 'મીરાંજી' શબ્દ લગાડ્યાનો દાખલો મળી આવે છે, પરંતુ કબીરે 'મીરાં' શબ્દ પ્રભુ વાચક પ્રયોજ્યો છે ટુંકામાં, મીરાં જેવું બહુવચનનું રૂપ, મીરાંબાઈની વ્યક્તિગત વિશેષતાના દ્યોતક શબ્દ તરીકે, વપરાયું લાગે છે અને મીરાંના ગુરુ રૈદાસ તરફથી મીરાંને આ ઉપનામ મળ્યું હોય, કારણ કે રૈદાસ, નાભાજી અને કબીર એ બધા રામાનંદના જ શિષ્યો હતા અને રૈદાસ એ કબીરના ગુરુભાઈ હતા તેથી આવું નામ કબીર પંથી તેમને સૂઝ્યું હોય

શ્રી કેશવરામ શાસ્ત્રીએ× 'મીરાં' નામનો પ્રયોગ પન્દરમીને બદલે

---

* 'સરસ્વતી માસિક' સપ્ટેમ્બર ૧૯૩૯, અનુવાદ છાપ્યો બુદ્ધિપ્રકાશ, જુલાઈ સપ્ટેમ્બર ૧૯૩૯ દેવદત્ત ત્રિપાઠીકૃત પૃ ૪૧૭–૧૯

× બુદ્ધિપ્રકાશ જુલાઈ સપ્ટેમ્બર ૧૯૩૯, પૃ ૪૨૦, તથા જુઓ, કે કા શાસ્ત્રીકૃત કવિચરિત ભાગ ૧ પૃ ૧૭૦ ૧૭૨

દેશી ભાષામાથી નિકળવાનો પક્ષ રજૂ કર્યો છે, અને મીરાનુ નામ, ઉપનામ હોવાને બદલે, મૂળ નામ જ હતુ એમ માનવુ વધારે યુક્ત છે એમ પ્રતિપાદન કર્યુ છે એમણે ત્રણ શબ્દો સૂચવ્યા છે જેમાથી 'મીરા' શબ્દની વ્યુત્પત્તિ શક્ય છે (૧) मिहिर સ સૂર્ય, (૨) मिरिया દે૦ ઝૂપડી, અને (૩) मइहर દે૦ ગામનો મુખી દેવવાચક નામો સ્ત્રી અને પુરુષ બંને માટે યોજવાનો રિવાજ બહુ પ્રાચીન છે સસ્કૃત मिहिर ઉપરથી मिहिरा मिइरा मीरा મીરાની સભાવના છે તેમ જ 'ગામના મુખી'ના અર્થમા—'રાજા'ની પુત્રી માટે મીરા શબ્દ યોજાયો હોય એ પણ मइहर-मइअर-मीअर मीर થઈ, નારી જાતિના સર્ગ-સ્વાભાવિક आ પ્રત્યયથી મીરા થઈ શકે તેમ સભવિત છે વચ્ચેના 'ઝૂપડી'વાચક શબ્દ ઉપરથી વિશેષ નામ બનવાનો સભવ ઓછો છે

આમાથી મિહિર (સૂર્ય) ઉપરથી 'મીરા શબ્દ બન્યાનો સભવ વધારે લાગે છે, કારણ કે દયારામભાઈના 'મીરાચરિત્ર મા રૂપ અને ગુણમા કુવરીની શ્રેષ્ઠતા હોવાને લીધે તેનુ 'મીરા બાઈ નામ પાડયુ એવો અર્થ ઘટાવ્યો છે *

સસ્કૃત 'भविष्य महापुराण મા મીરાબાઈનો ઉલેખ આવે છે ત્યા 'મીરા શબ્દનુ માહાત્મ્ય સમજાવવા પ્રયત્ન થયો છે × અને તેની

---

* સરખાવો દયારામભાઈનુ મીરાચરિત્ર —
'રૂપગુણ સમોવડ કોઇ નહીં (માટે) રહ્યુ મીરાબાઇ નામ
—મીરા મન મોહનશુ માન્યુ ૦'

× मानकारो नारामावात् नारादेहमुपागत ।
मीरा नामेति विख्याता भुवनेस्तनया शुभा ॥
मा शोभा च तनौ तस्या गतिर्गजसमा किल ।
मा मीरा च बुधे प्रोक्ता मध्वाचार्यमते स्थिता ॥
—प्रतिसर्गपर्व अ २२ श्लोक १२

તર્કમિશ્રિત વ્યુત્પત્તિ સૂચવી છે. જેના શરીરની શોભા મા—લક્ષ્મી—જેવી છે તે ' મીરા ' : અને એ મીરા મધ્વાચાર્યના મતને અનુસરતી હતી : ખરું જોતાં આ અનુમાન નિરાધાર છે. *

અર્થાત્ મેડતાના મૂળ સ્થાપક પરમાર વંશના માંધાતાએ માન્ધાતૃ-પુર સ્થાપ્યુ હતુ. તે સંબધી સ. ૮૯૪નો પ્રતિહાર બાઉકનો શિલાલેખ છે તેમા લખ્યું છે કે, " राजधानी स्थिरा यस्य मद्दन्मेडन्तक पुरम् । " આ માન્ધાતા પોતાના સ્રીભાવને લીધે સ્રીદેહે અવતર્યા : તે જ મીરાબાઈ : વળી તેનો દેહ સુંદર હતો તેથી પણ એનુ નામ પડ્યું છે.

શ્રી. માણેકલાલ સુતરિયા ' મીરાબાઈ ' ( ' કમળાશંકર સ્મારક વ્યાખ્યાન ', ૧૯૨૯ )માં ' મીરા ' નામની ચર્ચા, પૃ. ૪-૫ ઉપર કરે છે: અને દલાલ જેઠાલાલ વાડીલાલકૃત ' મીરાબાઈ—એક નોવેલ 'નો આધાર આપે છે :—

" મીરાના જન્મસમયે અલૌકિક પ્રકાશબિંબ પ્રકાશ્યુ, અને તેથી એ કુંવરીનુ નામ ' મહી ઇરા ' પિતાને યોગ્ય લાગ્યુ : मही એટલે પૃથ્વી, इरा એટલે તેજ અથવા પ્રકાશ " (સંસ્કૃતકોષ પ્રમાણે इराનો અર્થ પૃથ્વી, જલ, વાણી, સરસ્વતી અને મદ્ય—એમ થાય છે : એમા ' તેજ ' વાચક કોઈ પણ શબ્દ નથી. તેથી અહીં સૂચવેલી વ્યુત્પત્તિ પ્રતીતિજનક લાગતી નથી. )

---

* શ્રી લાલસિંહ શક્તાવત ( ચિત્તોડગઢ-મીરામંદિર ) ' મીરાભજન-માલા ' ( ૧૯૫૬ )ના સંપાદક લખે છે કે " सं मिहिर ( सूर्य ) શબ્દનુ ઓલિંગી મિહિરા બન્યું. તેમાથી 'ह'નો લોપ થતાં મિદરા—મીરા થયુ : અને સન્માનસૂચક બહુવચન બનાવતા મીરાં થયું; જેમકે સાધા ( સાધુ ), સંતા ( સંત ), તુલસા ( તુલસી ), ફૂલા ( ફૂલી )—લાલા ( લાલ ), ગાધા, રૂપા વગેરે. મેડતાની રાજકન્યા હોવાથી રજપૂતોની રીત પ્રમાણે, ' મેડતણીજી ' તરીકે એ ઓળખાવાતા, છતાં મીરાને વડપણ આપનારું ' બાઈ ' પદ જ વધારે રૂઢ બની ગયું.

## મીરાં-કુંભાના સંબંધનો ભ્રમ :

મીરાંબાઈના સંબંધમાં મુખ્ય ભ્રાંતિ તેમના જીવનકાળસંબંધી થયેલી છે: ચિતોડમાં કીર્તિસ્તંભની બાજુમાં, કુંભસ્વામી તથા આદિવરાહનાં બે વિષ્ણુમંદિર એક જ ઊંચી પીઠિકા ઉપર પાસે પાસે બનેલા છે. એ ઉપરથી લોકોમાં એવી વાત ચાલી કે, મોટું મંદિર મહારાણા કુંભાએ અને નાનું મંદિર એમની રાણી મીરાંબાઈએ બંધાવ્યું. આવી જનશ્રુતિ પર આધાર રાખી, ' રાજસ્થાન 'ના લેખક કર્નલ ટોડે, મીરાંબાઈને કુંભારાણાની પત્ની તરીકે ઓળખાવી : આ કુંભસ્વામીનુ મંદિર મહારાણા કુંભકર્ણે સં. ૧૫૦૫મા બંધાવ્યું હતું. તેની પ્રશસ્તિમાંથી સંવત ઉપરાત, નીચેની હકીકત પણ મળે છે :—

" कुम्भस्वामीमहाआलयं व्यरचयच्छ्रीकुम्भकर्णो नृपः । "*

એ ઉપરથી પણ મીરાનો કુંભા સાથેનો સંબંધ નિરાધાર ઠરે છે : વળી મીરાના એક પદમાં પોતાનો પરિચય આવે છે કે,

' મેડતિયા ઘર જનમ લિયો હે, મીરા નામ કહાયો. '

રાઠોડોની પ્રસિદ્ધ મેડતિયા શાખાના જે સંસ્થાપક હતા તે રાવ દુદાજી, સં. ૧૫૧૫મા જોધપુરને વસાવનાર, રાવ જોધાજીના ચોથા પુત્ર થાય. એમણે સં. ૧૫૧૮મા મેડતા ગામને ફરી સમૃદ્ધ કર્યું હતુ; અને ત્યાં સ્વતંત્ર ગાદી સ્થાપી હતી. એટલે ' મેડતિયા શાખા ' અસ્તિત્વમા આવી, સં. ૧૫૧૮ પછી : કુંભારાણા સં. ૧૫૨૫મા ગુજરી ગયા. એટલે, સાત વર્ષની અંદર, વૃદ્ધ કુંભા સાથે દુદાજીની પૌત્રીનો વિવાહ સંભવતો નથી. મીરાને કુંભાની મહારાણી તરીકે માનવામા બીજી પણ ઘણી અડચણો આવે છે. મીરાને રાણાદ્વારા કષ્ટ થયાના અનેક ઉલ્લેખો મળે છે; પણ કુંભારાણા તો પરમ વૈષ્ણવ તથા ભગવદ્

---

* જુઓ, મહામહોપાધ્યાય ડૉ. ગૌરીશંકર ઓઝાકૃત : " ઉદયપુર રાજ્ય કા ઇતિહાસ, " પૃ ૫૧, ૩૧૦, ૩૫૮-૬૦.


મીરાંના પિતૃપક્ષની વંશાવળી :
(મેડતિયા રાઠોડ વંશ)
રાવ ચૂડાજી રાઠોડ
રાવ રિડમલજી
રાવ જોધાજી
રાવ સુજાજી (જોધપુર)
રાવ વિકાજી (બિકાનેર)
રાવ દૂદાજી (મેડતા)
વીરમજી (સં. ૧૫૧૨-૧૬૦૦)
જયમલ્લ (સં. ૧૬૦૦-૧૬૨૪)
રત્નસિંહ (મૃત્યુ સં. ૧૫૮૪)
મીરાંબાઈ (સં. ૧૫૫૭-૧૬૩૪) આશરે

**મીરાંના શ્વસુરપક્ષની વંશાવળી :**

- (સિસોદિયા વંશ) રાણા મોકલજી
  - રાણા કુંભકર્ણ (કુંભાજી) (રાજ્યકાળ સં. ૧૪૯૦–૧૫૨૫)
    - રાણા ઉદયકર્ણ (સં. ૧૫૨૫–૧૫૩૦)
    - રાણા રાયમલજી (સં. ૧૫૩૦–૧૫૬૬)
      - પૃથ્વીરાજ
        - વનવીર (દાસીપુત્ર) (સં. ૧૫૯૩–૧૫૯૪)
      - જયમલ
      - સંગ્રામસિંહ (સાંગાજી) સં. (૧૫૬૬–૧૫૮૪)
        - કુમાર ભોજરાજ (જીવનકાળ સં. ૧૫૫૬–૧૫૭૮) આશરે
        - રાણા રત્નસિંહ (સં. ૧૫૮૪–૧૫૮૮)
        - રાણા વિક્રમાજિત (દ્વિત્ય) (સં. ૧૫૮૮–૧૫૯૩)
        - ઉદયસિંહ (સં. ૧૫૯૫–૧૬૨૮)
          - મહારાણા પ્રતાપસિંહ

મારવાડ રાજ્યની રાજધાની જોધપુરના સંસ્થાપક રાવ જોધાજીના ચોથા પુત્ર રાવ દુદાજી હતા. એ બહુ પરાક્રમી હતા. તેમણે પોતાના બાહુબળથી, મેડતામાં પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું હતું. રાઠોડની પ્રસિદ્ધ 'મેડતિયા શાખા'નો પ્રારંભ ત્યારથી થયો હતો. એ રાવ દુદાજીના ચોથા પુત્ર, રત્નસિંહ હતા. તેમને જીવાઈમાં કુડકીની જાગીર અને બાજોલી વગેરે બીજાં બાર ગામ મળ્યાં હતા. રત્નસિંહને કોઈ પુત્ર ન હતો; માત્ર એક પુત્રી હતી તેનું નામ મીરાંબાઈ.

**જન્મ :**

મીરાંબાઈનો જન્મ સં. ૧૫૫૭ની આસપાસ કુડકી ગામમા થયો મનાય છે. એમની મા તેમના બાળપણમા ગુજરી જવાથી, એમને એમના પિતા મહરાવ દુદાજીએ પોતાની પાસે બોલાવી લીધાં; અને મેડતામાં જ રાખ્યા. દુદાજી પરમ વૈષ્ણવ હતા; અને તેમણે ચતુર્ભુજજીનુ મંદિર મેડતામા બંધાવ્યું હતું. એટલે જ નાનપણથી ભગવદ્‌ભક્તિમા તેમને રુચિ ઉત્પન્ન થઈ હતી. *

**લગ્ન :**

દુદાજીનુ મૃત્યુ સં. ૧૫૭૨મા થતા તેમનો જ્યેષ્ઠ પુત્ર વિરમદેવજી મેડતાની ગાદી ઉપર આવ્યો; તેમણે એકબે વર્ષની અંદર, ( આશરે સં. ૧૫૭૩મા ) મીરાબાઇનુ લગ્ન ચિતોડના મહારાણા સાગાજીના જ્યેષ્ઠ

* મીરાના માતુશ્રી તેમની બાલ્યાવસ્થામા જ દેવલોક પામ્યા હતા અને તેથી તેમનું લાલનપાલન તેમના દાદા રાવ દુદાજીએ કર્યું હતું. વરઘોડો જોઈને બાળક મીરાબાઇએ પૂછ્યું હોય કે, 'મારો વર કેવો હશે ?'—એ પ્રસંગથી 'ગિરિધરવરને પરણી' ગયાનું મીરાના મનમા ઠસી ગયુ હોય એમ લાગે છે. દાદાના ઘરના નિવાસ દરમ્યાન, કાકાનો દીકરો જયમલ મીરાંબાઈનો બાલગોઠિયો બન્યો હતો. એ જયમલની સારા ભક્તમાં ગણના થઇ છે, અને મીરાબાઈની સાથે 'ભક્તમાળ'મા તેને પણ સ્થાન મળ્યું છે.

કુમાર ભોજરાજ સાથે કર્યું * દૈવવશાત્ વિવાહના થોડા વર્ષો પછી ભોજરાજનું મૃત્યુ થયું આ ઘટના સં ૧૫૭૫ થી ૧૫૮૦ની અંદર બનેલી સંભવે છે

**વૈધવ્ય.**

સ્ત્રીને માટે દારુણ ગણાય તેવી આપત્તિ આવી પડતા, નાનપણના સારા સંસ્કારોને લીધે મીરાબાઈએ વૈધવ્યનો તીવ્ર શોક મનમાં શમાવ્યો અને અનન્ય ભાવથી ભગવાન શ્રીકૃષ્ણની આરાધના કરવામાં ગૂંથાઈ ગયા

મહારાણા સાંગાજી તથા બાબર વચ્ચે જે યુદ્ધ થયું તેમા સં ૧૫૮૪મા મીરાના પિતા રત્નસિંહ લડતા કામ આવી ગયા અને એ જ વર્ષમા મીરાના સસરા સાંગાનો પણ દેહાંત થયો સાંગાજી પછી મીરાના પતિ ભોજરાજના નાના ભાઈ રત્નસિંહ મેવાડના મહારાણાપદે આવ્યા પરંતુ એનો પણ ચારપાંચ વર્ષ પછી સં ૧૫૮૮મા દેહાંત થયો રત્નસિંહ પછી એનો ઓરમાઈ ભાઈ વિક્રમાદિત્ય ચિતોડની ગાદીએ આવ્યો

આ અરસામા મીરાબાઈની અપૂર્વ ભક્તિ તથા ભાવપૂર્ણ ભજનોની ખ્યાતિ દૂર દૂર દેશમા ફેલાઈ હતી અને અનેક સંતસાધુ મીરાના

* એક દરે ચિતોડનો સિસોદિયા ગોહિલોત વંશ અને મેવાડનો રાઠોડ વંશ '—તે વચ્ચે મીરાનું લગ્ન ભોજરાજ સાથે થતા પહેલા બીજા છ લગ્ન પ્રસંગો બની ગયા હતા આ જોતા ઉભયકુળ પરસ્પર ધર્મ તથા કુળાચારની બાબતમાં અરસ પરસ પરિચિત હતા એમ માની શકાય છે અને તેથી મીરાના ધર્મ સંસ્કારોની ભિન્નતા હોવાના કારણે લગ્નના ઉંમરામાં પગ મૂકતાની સાથે મીરાને સાસરામાં ભેદભાવ થયો અને સાસુ તથા નણંદ રિસાયા અને તેના પતિ રાણાને તેગાજે કલેશો વગેરે—આખ્યાયિકાઓ માનતા મન અગમ્ય છે

દર્શને આવતા હતા મીરાબાઈ સાધુસંતના આગમનથી બહુ આનંદ માનતા હતા, અને રાતદિવસ મંદિરમાં રહી રહી, ભગવાનની સન્મુખ સાધુસંતોના સાથમાં ભક્તિ અને વૈરાગ્યના ભજન ગાયા કરતાં હતાં પણ મહારાણા વિક્રમાદિત્યને આ સાધુસંતનો સમાગમ અને ભજનનો વ્યવસાય પસંદ પડ્યો નહિ મીરાંના દિલની મહત્તા અને પવિત્રતા મહારાણાથી સમજી શકાયા નહિ અને એણે ભાતભાતના દુઃખો અને દમનો શરૂ કર્યા, છેક જીવ લેવા સુધીની યુક્તિ પણ અજમાવી

## દિયર વિક્રમાદિત્યનાં પીડનો :

મીરાંના આવાસમાં સંતસાધુઓનું થતું આતિથ્ય ખર્ચ તેની ઓરમાન સાસુ કર્મેતીને અને મેવાડના રાણા (તેના પુત્ર) વિક્રમાદિત્યને ખૂંચવા લાગ્યા રાણીવાસમાં સંતસાધુઓની આવજા પણ રાણાની પ્રતિષ્ઠાને આઘાતરૂપ લાગતી હતી તેથી વિક્રમાદિત્યના પીડનો વધ્યા પહેલે જ પગલે, રાણા વિક્રમાદિત્યે આ સાધુસંતોના આગમન રાજદ્વારે લાંછનરૂપ છે એમ ગણી, મીરાંબાઈને તેમના રાણીવાસથી દૂર કર્યાં તેમનો પરિવાર કમી કર્યો અને તેમની રાજપદવીમાં ન્યૂનતા આણી અને પછી અંતિમ પગલે, નાગપ્રેષણ અને વિષપ્રેષણ જેવા, મીરાંનું મૃત્યુ સાધવાના પ્રપંચો રચાયા

રાણા વિક્રમાદિત્યનો પાપનો ઘડો હવે ભરાવા આવ્યો હતો તેના છલકાવાની અને ફૂટવાની આરે મીરાંબાઈનો તેજસ્વી પુણ્યપ્રતાપ આવતો હતો, કારણ કે મીરાંએ હિંદુ લલનાને છાજે તેમ, રાણા તરફથી પડતા દુઃખની રૈયાવગણ પોતાના પિયેર પક્ષને સુદ્ધાં પહોંચાડી નહોતી, છતાં વિક્રમાદિત્યના પીડનો જ્યારે હદ બહારના થયા ત્યારે મેડતિયા રાઠોડોને કાને તેની વાત પહોંચી રાણીવાસમાંથી કાઢીને અલગ સ્થાનમાં મીરાંને રાખવામાં આવ્યાં તે અપમાન નાનુસૂનું નહોતું

મીરાંબાઈને પરેવા અને પડતા દુઃખોની વાત મેડતે રાવ વીરમદેવને

કાને પહોંચી. ત્યારે તેમને ભત્રીજી માટે બહુ દુઃખ થયું. મીરાંને તેમણે મેડતે બોલાવી લીધાં અને ખૂબ સન્માનથી રાખ્યાં.

## ચિતોડ-ત્યાગ :

મીરાંબાઈ ચિતોડ છોડીને મેડતા આવીને રહ્યાં; પછી ચિતોડ પર ભારે ભારે આફતો ઊતરી. ગુજરાતના પાદશાહ બહાદુરશાહે બે વાર ચિતોડ પર હલ્લો કર્યો અને ચિતોડને પાયમાલ કર્યું; અને બીજું એમ બન્યું કે રાયમલજીના કુંવર અને પૃથ્વીરાજના દાસીપુત્ર વનવીરે વિક્રમાદિત્યનું ખૂન કરી, ગાદી પડાવી લીધી.

આ તરફ સં. ૧૫૯૫માં જોધપુરના રાવ માલદેવજીએ રાવ વીરમદેવ પાસેથી મેડતા ખૂંચવી લીધું. આમ સાસરું અને પિયેર બન્ને ઠેકાણે રાજકીય આપત્તિ આવી પડી; અને મીરાંને સંસાર પર સાચો વૈરાગ્ય ઉત્પન્ન થયો; અને તીર્થાટનદ્વારા ચિત્તની શાંતિ મેળવવાનો વિચાર કર્યો. કૃષ્ણની વિહારભૂમિ જેવું વ્રજમંડલ તથા મથુરા, ગોકુલ, વૃંદાવન વગેરે તીર્થસ્થાનમા મીરાંબાઈ ખૂબ ફર્યાં; અને પછી ત્યાંથી દ્વારકા જઈને રહ્યાં.

સં. ૧૫૯૭માં ચિતોડમાં વનવીરને હરાવી, વિક્રમાદિત્યનો નાનો ભાઈ ઉદયસિંહ, બાપની ગાદી પર આવ્યો; અને સં. ૧૬૦૦માં વીરમદેવે પણ મેડતા પાછુ જીતી લીધુ; પણ બે મહિના બાદ જ તેમનુ મૃત્યુ થયું. એટલે તેમનો જ્યેષ્ઠ કુંવર જયમલ મેડતાની ગાદીએ આવ્યો.

ઉપર કહ્યું છે તેમ સં. ૧૫૯૭ના અરસામાં ચિતોડની ગાદી વનવીરના હાથમાંથી સંગ્રામસિંહના છેલ્લા જીવંત કુંવર ઉદયસિંહે પડાવી. ઉદયસિંહે સરદારોને મનાવ્યા; જૂના મંત્રીઓને બોલાવ્યા અને રાજ્ય ચલાવ્યું. મીરાં જેવી ભગવદ્-ભક્તને પીડા કરવાને લીધે, તેનો મોટો ભાઈ વિક્રમાદિત્ય ભૂંડે મોતે મૂઓ હતો. તે ઉપરથી ઉદયસિંહે, સલાહકારોની સલાહ પ્રમાણે, મેડતાણી રાણી મીરાંબાઈને મનાવી, પાછી ચિતોડમા

બોલાવવા માટે પ્રયત્નો ચાલુ કર્યા મેડતિયા રાઠોડો મીરા પ્રત્યેના દુર્વર્તનને લીધે, ચિતોડ સામેની લડાઈમાં સામેલ રહ્યા નહોતા છતાં એ તટસ્થ રહીને વફાદારી સાચવી રહ્યા હતા એ મેડતિયાઓને મીરાને મનાવવાથી સાથે સાથે મનાવાશે, એવો ઉદયસિંહનો ઊંડે ઊંડે હેતુ હોય એમ પણ લાગે છે

સરળ સ્વભાવના મેડતિયાઓને મનાવવાનો હેતુ પાર પાડતા બહુ વાર લાગી નહિ કારણ કે એ હકીકત છે કે આગળ જતા અકબર સામે યુદ્ધ થતા ચિતોડનો બચાવ કરવા માટે મીરાંનો ભાઈ જયમલ, સ ૧૬૨૪મા ઉદયસિંહ તરફથી વીરતાથી લડ્યો હતો અને રણમા કામ આવ્યો હતો મેડતા મેવાડ વચ્ચેનો તૂટેલો સબંધ આમ ફરી સધાયો

એ સબંધ તૂટવામા મીરાંબાઈ દુનિયાની દૃષ્ટિએ નિમિત્ત બન્યા હતા તેથી મીરાબાઈએ એ સબંધને ફરીથી સધાવા દેવામા બિલકુલ વિરોધ કર્યો નહીં છતા પોતાની પ્રતિજ્ઞા

"રાણાજીના રાજ્યમા મારે જળ રે પીધાનો દોષ

એ એમણે ટાળી હોય એવુ જાણવામા નથી મીરાંએ મેવાડમા ફરી કદી પગ મૂક્યો નથી!

મીરા મેડતામા રહ્યા તે વખતે તેમનુ વય લગભગ પચાસની આસપાસ હોય એમ લાગે છે કારણ કે 'ભક્તમાલ'મા આખ્યાયિકા છે કે સ ૧૬૧૦મા મેડતા ઉપર જોધપુરના રાવ માલદેવે ચડાઈ કરી તે વખતે જયમલ ભગવત્‌સેવામા લીન હતા તે પ્રસગે આરાધ્ય દેવ શ્રી ચતુર્ભુજજીએ રાવ જયમલનુ રૂપ ધારણ કરી, પરસૈન્યનો પરાજય કર્યો હતો

મીરાંને આ ઉમરે કાયા કે માયાનો ભય રહ્યો નહોતો મેડતા–મેવાડનો અણુરાગ સધાયો હતો અને ઉમ્મર એવી થઈ હતી જ્યારે

યાત્રાની વૃત્તિ જાગે' આવી યાત્રાને નિમિત્તે 'ગિરિધર ગોપાલ'ની વિહારભૂમિ ગોકુલ વૃંદાવન તરફ તેમણે પ્રયાણ કરવાનું ધાર્યું હશે એમ લાગે છે તેથી કહ્યું છે—

'સખિ મ્હાને લાગે બિંદાબન નીકો
મહાપ્રસાદ ઓર જલજમુનાકો, દરસન ગોવિંદજીકો '

## વૃંદાવનયાત્રા અને નિવાસ :

યાત્રામાં ગયા ત્યારે તેમને ગુરુ મળ્યા આ વખતનું ગોકુલ પ્રયાણ સં ૧૬૧૯ પહેલા થયુ સંભવે છે, કારણ કે આ સાલમા મેડતાનો કિલ્લો જયમલ પાસેથી અકબરના સરદારે લીધો હતો, અને તેથી મહારાણા ઉદયસિંહની સેવામાં જયમલ સપરિવાર દાખલ થયા આ વખતે મીરાંબાઈ તેમની સાથે ચિતોડ પાછા આવ્યા નથી અને આવે પણ નહીં

મીરાંબાઈ વૃંદાવનમા રહ્યા તે વખતના બે પ્રસંગો દંતકથારૂપે મળી આવે છે એક તો અકબરશાહ તાનસેનની સાથે ગુપ્તવેશમાં મીરાં પાસે ગયા હતા અને ત્યાં જ્ઞાનવિષયક તથા સંગીત વિષયક ચર્ચા થઈ હતી, અને અકબરશાહે એક મુક્તામાલા ભેટ આપી હતી તે અને બીજો પ્રસંગ તે જીવ ગુસાંઈ સાથેનો મેળાપ

મીરા વૃંદાવનમા ફરતા હતા ત્યાં ભક્તિમા તન્મય થઈ વિચરતા હતા ત્યા તેમને ગિરિધરજીનો સાક્ષાત્કાર થયો તે સમયે ગીત સ્ફુર્યું કે—

'આજ હમ દેખ્યો ગિરિધારી
'તમતે મોહિ નંદનંદન દૃષ્ટ પડ્યો માઈ!,'

પ્રેમ અને ભક્તિ વચ્ચે એવો સંબંધ છે કે પ્રેમનું પરિણામ ભક્તિ છે પ્રેમ વિના ભક્તિ સંભવતી જ નથી ભક્તિનું પરિણામ આત્મનિવેદન કે આત્માર્પણ છે આત્મનિવેદનનું પરિણામ અભેદ છે. આમ પરિણામે પ્રેમભક્તિદ્વારા જીવાત્મા પરમાત્માનો અભેદ અનુભવ નિષ્પન્ન થાય છે

ગોકુલ વૃંદાવનથી મીરાં દ્વારકા યાત્રાએ ક્યારે ગયાં તે સ્પષ્ટ નથી; છતાં સં. ૧૬૨૩માં ચિતોડનું પ્રસિદ્ધ યુદ્ધ થયું, જ્યારે જયમલ્લ અકબરશાહની ગોળીથી વીંધાયો—એ સમાચાર મીરાંબાઈએ વૃંદાવનમાં સાંભળ્યા હોય એમ માનીએ તો : મીરાંબાઈને જીવન પર સંપૂર્ણ વિરાગ આવ્યો હોય, અને સાસરામાં કે પિયેરમાં તેમનું કોઈ પણ સ્વજન ન રહેવાથી, તેમણે દ્વારકા સુધીની લાંબી યાત્રાએ જવાનો વિચાર કર્યો હોય એમ સંભવે છે.

મહારાણા ઉદયસિંહ સં. ૧૬૨૮માં મૃત્યુ પામ્યા. તે પહેલા તેમના હાથમાંથી ચિતોડ સં. ૧૬૨૩ મા ગયું હતું : અને ઉદયપુર હજી બરાબર વસ્યું નહોતું : તેથી તેમને કુંભલગઢમા રહેવુ પડતુ હતુ : પરંતુ ચિતોડ અકબર પાસેથી પાછું મેળવવું સહેલું નહોતું : તેથી રાણાનુ ચિત્ત ચિતોડ માટે ચણચણતુ હતુ. આ પરિસ્થિતિમાં રાણાને થયું હોય કે મીરા જેવી સાધ્વીના આશીર્વાદ મળે તો ફરી પાછું ચિતોડ હાથ આવે —એવા કોઈ ઉદ્દેશથી, આ સ્વાર્થી રાણો દ્વારિકાયાત્રાને નિમિત્તે ગયો હોય અને મીરાંને મળી, તેની પ્રસાદી મેળવવા પ્રયત્ન કર્યો હોય એ બહુ સંભવિત છે. મીરાના પદોમા જે ‘ રાણા ’નો ઉલ્લેખ, દ્વારકા માણસ મોકલ્યાનો, અને પછી પોતે જાતે આવીને વીનવ્યાનો આવે છે તે આ ઉદયસિંહ જ હોઈ શકે.

ઉદયસિંહનુ આ યાત્રાગમન સં. ૧૬૨૬ પહેલા સંભવી શકે છે : કારણ કે તેનો સહાયક રાવ સુરજન—જેણે દ્વારકાના રણછોડરાયજીના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો તે તેની સાથે હતો : અને આ વર્ષના અંતમા એ સુરજન અકબરશાહને મળી ગયાનું ઇતિહાસ નોંધે છે.

મીરાએ દ્વારકાધીશ સન્મુખ પ્રાર્થના કરી :

‘ સાજન, સુધ જ્યો જાને ત્યો લીજે હો. ’

અને છેલ્લી કડી—

'મીરાકે પ્રભુ ગિરધર નાગર, મિલિ વિછુરન મત કીજે હો.'

—આ પદ ફરી ફરીને ગાતા ગાતા મીરા પ્રભુસ્વરૂપમા લીન થઈ ગયા એમ કહેવાય છે આ પ્રમાણે તેમના જીવનની એક માન ઉક્તિ પાર પડી

'કૃષ્ણ કૃષ્ણ મે રટતી થી, તો મે હી કૃષ્ણ હો ગઈ'

કહેવાય છે કે મેવાડમાથી દિનકર ઉદયસિંહે ત્યા પાછા આવી જવા વિનતિ કરતા, મીરાબાઈ દ્વારકાધીશના મદિરમા તેમની આજ્ઞા લેવા પધાર્યા ત્યારે તેમણે નીચેના બે પદ ગાયા હતા અને પરિણામે એ ત્યા જ મૂર્છા ખાઈને પડતા મૂર્તિમા સમાઈ ગયા હતા તે બે પદ નીચે પ્રમાણે છે —

(૧) 'હરિ ! તુમ હરો જનકી ભીર
દ્રોપદીકી લાજ રાખ્યો, તુમ બઢાયો ચીર—હરિ૦
ભક્ત કારન રૂપ નરહરિ ધર્યો આપ સરીર
હિરનકસ્યપ મારિ લીહો, ધર્યો નાહિ ન ધીર—હરિ૦
બૂડતે ગજરાજ રાખ્યો કિયો બાહર નીર
દાસ મીરા લાલ ગિરધર દુખ જહા તહા પીર—હરિ૦'

(૨) 'સાજન સુધ જ્યો જાને ત્યો લીજે હો
તુમ બિન મેરે ઔર ન કોઈ કૃપા રાવરી કીજે હો—સાજન૦
દિવસ ન ભૂખ, રૈન ન નિંદા
યો તન પલપલ છીજે હો—સાજન૦
મીરાકે પ્રભુ ગિરધર નાગર
મિલિ વિછુરન મત કીજે હો—સાજન૦'

આ પદ ગાતા ગાતા મીરા પ્રભુસ્વરૂપમા લીન થઈ ગયા હતા

## સાયુજ્ય મુક્તિ :

મીરાં રણછોડજીની મૂર્તિમા સમાયા—એ આ અરસામાં સં. ૧૬૨૫-૨૬માં જ સંભવે છે : મીરાં રણછોડજીની રજા લેવા ગયા ત્યારે પદ ગાયુ હતુ કે—

"સાજન ! સુધ જ્યો જાને ત્યો લીજે-હો !"

અને ત્યા જ મીરાએ સાયુજ્ય મુક્તિ મેળવી : મીરાએ કહ્યું હતુ તેમ તેમને બન્યું :

"કૃષ્ણ કૃષ્ણ મેં કરતી થી, તબ મેંહિ કૃષ્ણ હો ગઈ !"

## મીરાં અને જીવા ગોસાંઇ :

મીરાંને તેમના સમયની પ્રસિદ્ધ વ્યક્તિઓ સાથે પ્રસંગ પડેલો તેની વિગતવાર નોંધ હવે અહીં આપીએ જીવ ગોસ્વામી ચૈતન્ય સંપ્રદાયના ઇતિહાસમા સુપ્રસિદ્ધ છે. સનાતન અને રૂપ નામે બે ભાઈઓ જે મૂલ બ્રાહ્મણ હતા અને પછી મુસલમાન ગજાના સસર્ગથી મુસલમાન થઈ ગયા હતા એમ કહેવાય છે તેમને, ચૈતન્યે પોતાના ધર્મમા લીધા હતા. બન્ને પરમ ભક્ત હતા. સનાતનને ચૈતન્યે વૃંદાવનમા સ્થાપ્યા હતા. એમના ભત્રીજા જીવા ગોસાઈ, એ સનાતન પછી ચૈતન્ય સપ્રદાયની વૃંદાવનની ગાદીએ આવ્યા એ વિદ્યા અને ભક્તિ ઉભયમા સુસંપન્ન હતા : અને એમણે સંપ્રદાયના ઘણા ગ્રથો સસ્કૃત તથા હિંદીમા બનાવ્યા છે.

ચૈતન્યનો જીવનકાળ સ. ૧૫૪૧-૧૫૮૩ છે : એટલે તેમના શિષ્યના ભત્રીજા જીવ ગોસ્વામી અને મીરાનો પ્રસંગ સભવી શકે છે : આમ કઈક અંશે મીરાંમા ચૈતન્યની થોડી ઘણી અસર આવી હોય તો નવાઈ નથી ! કારણ કે ચૈતન્ય સંપ્રદાયની ગાદી વૃંદાવનમા સ્થપાઈ હતી : તો પછી મેવાડ સુધી એ સંપ્રદાયના સાધુઓ આવ્યા હોય તો આશ્ચર્ય જેવુ નથી મીરાનો ચૈતન્ય સંપ્રદાયના સાધુઓ સાથેનો સમાગમ સંભવિત

છે : પરંતુ તેમનામાં ભક્તિની જ્વાળા પ્રગટાવનાર શક્તિઓ રૂપે તો 'ગીતગોવિંદ'કાર જયદેવ અને રામાનંદ હતા એમ કહેવું જોઈએ. જયદેવ તે વખતે મેવાડમાં સુપ્રસિદ્ધ હતા;—કારણ કે મીરાંના વડસસરા કુંભાજીએ 'ગીતગોવિંદ' પર સંસ્કૃત ટીકા રચી છે. એટલે જયદેવની કૃષ્ણભક્તિની તરેહ મીરાંમાં સ્પષ્ટ જણાય છે. તે સાથે રામાનંદના બોધની અસર પણ તેમના રૈદાસ જેવા શિષ્યોની 'વાણી' દ્વારા મીરાં પર થઈ જણાય છે, અને તેથી મીરાંના એક પદમાં :

"મેરે તો ગિરિધર ગોપાલ, દૂસરો ન કોઈ,"

તેમ બીજા પદમાં :

"અબ તો મેરો રામનામ દૂસરો ન કોઈ,
સાધુ સંગ બૈઠ બૈઠ, લોકલાજ ખોઈ—"

—ઇત્યાદિ ઉદ્‌ગારો આપણે સાંભળીએ છીએ. આ સાધુઓ રામાનંદ અને કબીરપંથના હશે એમ સંભવે છે.

વૃંદાવનયાત્રાના ગાળામાં મીરાંને જીવ ગોસ્વામી સાથે મેળાપ થયો હતો એમ પ્રિયાદાસની 'ભક્તમાલ' પરની ટીકામાં ઉલ્લેખ છે : મીરાંને તેમના દર્શનની વાંછના થઈ; કારણ કે બંગાળી વૈષ્ણવોના આચાર્ય-ગુરુ રૂપ અને સનાતન ગોસ્વામીના એ ભત્રીજા હતા; અને વૃંદાવનના વૈષ્ણવમંદિરના તે મહન્ત હતા. તેમણે મીરાંને કહાવ્યું કે 'પોતે કોઈ સ્ત્રીનું મુખ જોતા નથી' ત્યારે મીરાંબાઈએ ભાગવતમાંનું વાક્ય સંભારી આપ્યું કે *

* દયારામભાઈના 'મીરાચરિત્ર'માં મીરાની ઉક્તિ નીચે પ્રમાણે છે :—
"આજ લગી હું એમ જાણતી જે મનમાં કૃષ્ણ પુરુષ છે એક :
વૃંદાવન વસી બીજા પુરુષ રહ્યા છો : ધન્ય ધન્ય તમારો વિવેક!
—'મીરાં-મન મોહન શું માન્યું'—"

"वासुदेवः पुमानेकः स्त्रीमयमितरज्जगत् ।"

ગોપીભાવની ભક્તિમાં માનનારને મન તો એકલા વાસુદેવ કૃષ્ણ જ સાચા પુરુષ પુરુષોત્તમ છે: બાકીના સૌ, પુરુષ-દેહી હોવા છતાં, સ્ત્રી-રૂપ જ છે: તેથી સ્ત્રી કે પુરુષનો જાતિભેદ સાચા ભક્તને નડે નહીં: આ મર્મવચન સાંભળી જીવ ગોસ્વામીએ સામે આવીને મીરાને દર્શન આપ્યાં હતાં એમ કહેવાય છે.

## મીરાં અને અકબર-તાનસેન:

એમ કહેવાય છે કે મીરાની ભક્ત તરીકેની કીર્તિ સાભળી, મીરાંનાં દર્શન કરવા બાદશાહ અકબર તાનસેનને સાથે રાખી, સંન્યાસીને વેષે વૃંદાવનમાં મીરાને ત્યા આવ્યા. ત્યાં બાદશાહે મીરાં સાથે જ્ઞાન-વિષયક અને તાનસેન સાથે સંગીત-વિષયક ચર્ચા કરી. અકબરશાહ સર્વધર્મ-સમન્વયના જિજ્ઞાસુ હતા: અને તાનસેન સંગીતમાં નિષ્ણાત હતા. બન્નેએ મીરાં સાથે જ્ઞાન-ચર્ચા કરી: તે ઉપરથી મીરા શ્રીકૃષ્ણ-કૃપાનું પાત્ર છે એમ બાદશાહને મન નિશ્ચિત થયું.

અકબરશાહનો જન્મ સં. ૧૫૯૯માં થયો હતો; અને એ દિલ્લીની ગાદીએ સં. ૧૬૧૨માં આવ્યા. આ ઉપરથી મીરા સાથેનો મિલાપ સંભવિત લાગે છે: અને ત્યાં સુધી મીરાબાઈ વૃંદાવનમા હતાં એટલું સ્વીકારવું પડે છે. સંન્યાસી-વેષે આવેલા અકબરે એક રત્નમાલા મીરાંને ભેટ આપી. મીરાંએ પૂછ્યું: 'સંન્યાસી પાસે રત્નહાર કયાથી?' સંન્યાસીએ કહ્યું, "યમુનાસ્નાન કરતા આ હાર મળી આવ્યો છે: એ તમારે યોગ્ય છે તેથી તમને ભેટ કરું છું."

બન્નેના ગયા પછી રત્નહાર સંબંધી તપાસ કરાવતાં જણાયું કે એ હાર અકબરે જ કોઈ ઝવેરી પાસેથી ખરીદ કરેલો હતો. *

* આ આખ્યાયિકા પ્રિયાદાસની 'ટીકા'મા નોધાઈ છે.

## વલ્લભાચાર્યની સાંપ્રદાયિક 'વાર્તાઓ'માં મીરાંબાઈના ઉલ્લેખો :

મીરાંબાઈની સાધુ-સેવા પ્રસિદ્ધ છે: સત્સંગ એમને બહુ પ્રિય હતો. રૈદાસને સંતપરંપરા પ્રમાણે મીરાંના ગુરુ માન્યા છે: 'ભક્તમાલ'ના ટીકાકાર પ્રિયાદાસ પ્રમાણે, ચૈતન્ય સંપ્રદાયી જીવગોસ્વામીને, મીરાંને ખાતર, સ્ત્રીનું મુખ ન જોવાના પોતાના વ્રતનો ભંગ કરવો પડ્યો હતો: ગોસાંઈ તુલસીદાસ સાથે મીરાંબાઈના પત્રવ્યવહારની વાત પ્રસિદ્ધ છે. તેવી જ રીતે શ્રીવલ્લભાચાર્યનું નામ પણ મીરાંબાઈની સાથે આવે છે: પરંતુ ઉપરના જે મહાત્માઓના નામ લેવામાં આવ્યાં છે તે સૌનો મીરાંબાઈ સાથેનો સંબંધ અનુકૂલતાનો છે: પરંતુ શ્રીવલ્લભાચાર્યના પુષ્ટિવૈષ્ણવસંપ્રદાય સાથેનો સંબંધ કંઈક પ્રતિકૂલતાભર્યો અને ભેદભાવવાળો જણાય છે.

## ગોવિંદ દૂબે સાથેનો પ્રસંગ :

વલ્લભાચાર્યના પુત્ર વિઠ્ઠલનાથજી ગોસ્વામી સાથે મીરાંબાઈનો મેળ ન હતો—એવો આભાસ સાંપ્રદાયિક 'ચોરાસી વૈષ્ણવની વાર્તા' પરથી, ખાસ કરીને ત્રણ સ્થળેથી, મળે છે: ઉત્તર ગુજરાતના ખેરાળુ ગામના વલ્લભાચાર્યના સેવક ગોવિંદ દૂબે, 'આચાર્ય મહાપ્રભુજી'ના નિજસેવક હતા. તે મીરાંબાઈને ઘેર રહ્યા; અને ત્યાં ભગવદ્‌વાર્તામાં લીન થઈ રહ્યા: શ્રી ગુંસાઈજીએ આ વાત સાંભળી ત્યારે, તેમણે ગોવિંદ દૂબેને એક શ્લોક લખી મોકલ્યો. ગોવિંદ દૂબેની પાસે જે વખતે એ પત્ર પહોંચ્યો ત્યારે એ સંધ્યાવંદન કરી રહ્યા હતા. પત્ર વાંચીને તે ત્યાંથી એવા ચાલી નીકળ્યા કે પાછું વાળીને જોયું પણ નહિ: મીરાંબાઈએ તેમને કેટલુંયે સમજાવવાનો પ્રયત્ન કર્યો, પણ તે રોકાયા નહિ. *

* "और एक समें गोविंद दूबे मीराबाई के घर गये। सो मीराबाई सों भगवद् वार्ता करत कछुक दिन उहां अटके। सो यह बात श्रीगुसांइजीने —

## નિજ પુરોહિત રામદાસ સાથેનો પ્રસંગ :

બીજો ઉલ્લેખ મીરાબાઈના પુરોહિત રામદાસ સંબંધી છે : એક દિવસ રામદાસ મીરાબાઈના ઠાકુરની સમીપમા કીર્તન કરી રહ્યા હતા તેમણે કીર્તનમા આચાર્ય મહાપ્રભુજીનું પદ ગાયું. એ પૂર્ણ થતા

---

सुनी, जो–श्रीआचार्यजी के सेवक गोविन्द दूबे मीराबाइ के पास हैं, वार्ता चरचा करत हैं। तब श्रीगुसाइजीनें एक श्लोक लिख कें ब्रजवासीकों दिये। और कह, मीराबाई के घर गोविन्द दूबे हैं, तिनकों यह कागद दे आउ। तामें एक यह श्लोक लिखें—

भगवत्पद्मपरागयुतो नहि युक्ततर मरणेऽपितराम्।
इतराश्रयण गजराजगतो नहि रासभमप्युररीकुरुते ॥

यामें यह लिखें, जो हाथी की असवारी करी, सो फेरी गदहा पर असवारी न करें, प्राण जाई तहा ताई। तैसे, जो–कोई भगवानके पदकमल के पराग को आस्वादन करिकें इतराश्रय, और को आश्रय, अन्य रसकों कबहू न चाखें। मरन पर्यंत दु ख सहें। परन्तु और रस ग्रहन न करे।

सो यह कागद ब्रजवासीनें गोविन्द दूबे क हाथ म दियो। ता समें गोविन्द दूबे तलाव के उपर गाम बाहिर सध्यावदन करत हते। सो तहा कागद बाचि मीराबाइ के इहा तें अपनों राडिया वस्त्र ले चले। मीराबाईने बहोत समाधान कीनो, परन्तु बोले नाही, उठि चले। सो श्रीगुसाईजी पास आये, दडोत् कियो। तब श्रीगुसाईजी कहें, अपने मार्ग की वार्ता अन्यमार्गीय के आगे करनों नाहीं। या प्रकार समुझाये। पाछें गोविन्द दूबे श्रीगुसाईजी तें बिदा होई घर आये।"

—चोरासी वैष्णवन की वार्ता–वार्ता ३४, प्रसग ३.

[ગોવિન્દ દૂબે, સાચોરા બ્રાહ્મણ, ખેરાળુ ગામના નિવાસી હતા તેમની વાર્તા]

—श्रीद्वारकादास परीख सपादित, द्वितीय सस्करण, १९५४–पृ ३८२ ३८४.

મીરાબાઈએ કહ્યુ "શ્રી ઠાકુરજીનુ પદ ગાઓ" આને આચાર્ય મહાપ્રભુજીનુ અપમાન સમજીને, રામદાસ બહુ ગુસ્સે થયા, અને મીરાબાઈને સારુંનરસુ કહીને તેને ત્યાથી પોતાનુ કુટુમ્બ લઈને ચાલ્યા ગયા મીરાબાઈના બોલાવવા છતા પે તે એમને ત્યા ન આવ્યા મીરાબાઈએ ઘેર બેઠા જ રામદાસને વૃત્તિ આપવા માડી પરતુ તેમણે એમ કહીને ન સ્વીકારી કે 'આચાર્ય મહાપ્રભુજી પર તારી સમજ દૃષ્ટિ નથી, તો તારી વૃત્તિ (આજીવિકા) લઈને અમારે શુ કરવુ છે? અમારે તો આચાર્ય મહાપ્રભુજી જ સર્વસ્વ છે' (વાર્તા ૪૩મી, પ્રસગ ૧, પૃ ૧૬૧ ૧૬૨)+

---

+ [श्रीरामदास, मेवाडा ब्राह्मण, मीराबाइना प्रोहित हता, मेवाडमा रहेता हता, तमनी वार्ता, प्रसग १]—"पाछे रामदासजी एक दिन मीराबाई के यहा गये। सो मीराबाई के ठाकुर आगे श्री आचार्यजी के कीर्तन गावत ह। तब मीराबाई ने कही, कोई विष्णुपद श्रीठाकुरजी के गावो। तब रामदास कों रीस छूटी, कह, दारी राड! यह कहा तेरें खसम के हैं? जा, आज पाछे तेरो मुख न देखोंगो। सो वह गाम में ते कुटुब लैके उठि चले। तब मीराबाईने बहोत कही। इनकों दक्षिणा देन लागी, सो कछू न लिये। कुटुब ले और गाम में जाइ रहे। सो रामदासजी एसे टेक के कृपापात्र भगवदीय हते अपने प्रभुमें ऐसे अनुरक्त हते, जो फिर मीराबाई को मुख न देख्यो।

—चसो वैष्णवन की वार्ता। वैष्णव ९७। प्रसंग २, पृ ४८३-४८४

यह वार्ता में यह जताये जो—पहले तो अन्यमार्गीय के पास जैये नाहीं। और जैये तो अपने मारग की वार्ता न करिये। अपने मार्ग के कीर्तन न करिये, जो करिये तो क्लेश होइ। तातें श्रीगुसाईजी 'चतु श्लोकी' में कहें हैं—

विजातीय-जनाक्रान्ते निजधर्मस्य गापनम्।
देशे विधाय सततं स्वयमित्येव भावये॥

## કૃષ્ણદાસ અધિકારી સાથેનો પ્રસંગ :

ત્રીજો પ્રસંગ કૃષ્ણદાસ અધિકારી, જે ગુજરાતના ચરોતરના પાટીદાર હતા અને પરમ વૈષ્ણવ બન્યા હતા, તેમનો છે. આ કૃષ્ણદાસ અધિકારી એક વાર દ્વારિકા ગયા ત્યાંથી રણછોડજીના દર્શન કરીને તે માર્ગમાં મીરાંબાઈને ગામ આવ્યા ત્યાં કેટલાયે વૈષ્ણવો ઊતર્યા હતા: કોઈને આવ્યે આઠ, કોઈને દસ, તો કોઈને આવ્યે પંદર દિવસ થયા હતા કૃષ્ણદાસે આવતાં જ કહ્યું કે 'હું જાઉં છું': મીરાંબાઈએ બહુ રોકવા ચ્હાયે તે ન રોકાયા. ત્યારે મીરાંબાઈએ શ્રીનાથજીને માટે કેટલીક મહોરો ભેટ આપવા માંડી, પરંતુ કૃષ્ણદાસે તે ન સ્વીકારી; અને કહ્યું કે 'તું આચાર્ય મહાપ્રભુજીની સેવક નથી; એટલા માટે હું તારી ભેટને હાથથી સ્પર્શ પણ નહિ કરું'—આવું કહીને, તે ચાલી નીકળ્યા ×

---

या प्रकार अपने धर्म कों गोप्य करि देशान्तर में रहनों। सो रामदास जा समय श्रीआचार्यजी के कीर्तन गावे, ता समय श्रीगोवर्धनधर विचारे, जो रामदास ने श्रीआचार्यजी के कीर्तन गाये हैं, तो मार्गकी वार्ता हू कहेंगे। तातें मीराबाई द्वारा कहवाए, तो—श्रीठाकुरजी के गावो। तब रामदास कों ज्ञान भयो जो—यह में कहा कि श्रीगोवर्धनधर को श्रम कराये। तब यह मनमें विचारे, जो—अब या समय गाममें जल पीवाना उचित नाहीं है। काहे तें, कदाचित् गाम में रहें, मीराबाईको मुख देखनो परे। हम हैं ब्राह्मण, फिर मीराबाईके प्रोहित। सो द्रव्यकी लालच या जग में ऐसी बुरी है। जो—लोभ तें धर्म जायँगो, तातें या गाम में जल न लेनो सो सब कुटुंब सहित और गाम जाई रहे।"

—श्रीहरिरायजीकृत 'भाव प्रकाश'।

× [ श्रीकृष्णदास अधिकारी, जो अष्ट छाप में हैं, वो गुजरात के चिलोतरा गाम के रहनेवाल, एक कुनबी के घर जन्मे। जो कुनबी गाम को मुखी हतो। ]

[ પાદનોંધ ચાલુ

'દો સો બાવન વૈષ્ણવનકી વાર્તા'માં અજબકુંવરબાઈનો પ્રસંગ :

ઉપરના બધે ઉલ્લેખો પરથી જોઈ શકાય છે કે મીરાબાઈને વલ્લભ સંપ્રદાયમાં દીક્ષિત કરવાના કેટલાક પ્રયત્નો થયા હતા : પરંતુ

---

" पाछें एक समय कृष्णदास श्रीद्वारिकाजी की ओर भेट लेन कों गये। सो श्रीद्वारिका श्रीरनछोडजी के दरसन करि के वैष्णवन सों भेट लेके आवत हते। सो एक वैष्णव कृष्णदास के संग हतो। सो मारग में मीराबाई को गाम आयो, सो कृष्णदासजी मीराबाई के घर गये। तहा संत, महंत अनेक स्वामी और–मारग–के बैठे हते, परंतु काहूकी विदा न भई हती। और भेट के लिये बैठे हते। और कृष्णदास तो आवत ही कह्यो, जो—में तो चलूंगो। तब मीराबाईने कह्यो, जो—कछुक दिन कृपा करिके रहो। तब कृष्णदासने कही, जो—हमारे तो जहा हमारे वैष्णव श्रीआचार्यजी के सेवक होंयेगे सो तहा रहेंगे और अन्यमार्गीय के पास हम नाहीं रहत हैं। तब मीराबाई अग्यारह मोहोरे श्रीनाथजी की भेट देन लागी सो कृष्णदास नाहीं लिये। और कृष्णदासने मीराबाई सों कह्यो जो—तू श्रीआचार्यजी की सेवक नाहीं है, सो हम तेरी मोहोरे हाथ ते न छुवेंगे।

सो ऐसे कहिके उठि चले। तब संगके वैष्णवने कृष्णदास सों कहीं, जो—तुमने श्रीगोवर्धननाथजी की भेट क्यों फेरि दीनी? तब कृष्णदासने वा वैष्णव सों कहीं, जो—भेट की कहा है? जो बहोतेरी भेट वैष्णवन सो लेंयगे। श्रीगोवर्धननाथ की कें यहा कोई बात को टोटा नाहीं हे। परंतु सबरे मारग के स्वामी महंत इतने इकठोरे कहां मिलते? तासों सबकी नाक नीची को करी, जानेंगे जो हम भेट के लिये इतने दिन सो बैठे हैं, और श्रीआचार्यजी को एक सेवक शूद्र इतनी मोहोरे भेट न लीनी। सो जिनके सेवक इतने टेकी हैं, तीनके गुरु की कहा बात होयगी? सो ये सब या भाती सों जानेंगे। और आपुन अन्यमार्गीय की भेट काहे को लेय?। "

—चोरासी वैष्णवन की वार्ता, वैष्णव ८४, प्रसंग १, पृ. ९२०-९२१.

તે સફળ થયા ન હતા: 'દો સો બાવન વૈષ્ણવનકી વાર્તા' પ્રમાણે, જો કે તેમની દેરાણી અજબકુંવરબાઈને શ્રી વિઠ્ઠલનાથે પોતાની શિષ્યા બનાવી લીધી હતી: અને શ્રીનાથજીનુ મંદિર બંધાયા બાદ ઔરંગઝેબના સમયમાં મેવાડ વલ્લભસંપ્રદાયનુ એક મહત્ત્વનુ કેન્દ્ર બની ગયું હતુ. મીરાંના પુરોહિતે વલ્લભસંપ્રદાય અંગીકાર કર્યા છતા, મીરાએ એ સંપ્રદાયની દીક્ષા કેમ ન લીધી?—એ વાતમા જ મીરાંની સિદ્ધાંતની બાબતમા પ્રતિકૂલતા જણાઈ આવે છે. 'હરિદાસ બનિયા'ની વાર્તા ઉપરથી જણાય છે કે તેઓ મેડતા ગામમા રહેતા હતા. જયમલની બહેન મીરાંબાઈ, અજબકુંવરબાઈથી ભિન્ન હતા. તેમનુ ઘર હરિદાસ બનિયાના ઘરની સામે હતું; અને ગુસાઈજી વિઠ્ઠલનાથજીને એણે પત્ર લખીને, પત્રદ્વારા તેમની સેવક થઈ હતી. એ પડદાની બહાર આવતી નહોતી. ત્યારે મીરાબાઈ તો જયમલના કાકાની છોકરી—બહેન હતી.

આ વાર્તાઓ આચાર્ય તથા મહાપ્રભુજી પાસેથી સાભળ્યા પ્રમાણે કોઇક ઊતારી લીધી હોય એમ મનાય છે. તેનો અમુક લેખક નક્કી થયો નથી; છતા મીરાબાઈ સંબંધી પ્રસંગોની ઐતિહાસિકતાને તે સાચવી રાખે છે; કારણ કે આ પ્રસંગો પાછળ, જો કંઈ ઇતિહાસનો આધાર ન હોત તો તે પાછળથી વાર્તામા કોઈ દાખલ ન કરત. મીરાનુ મહત્ત્વ સર્વકાલીન છે: એટલે એમના જેવી લોકપ્રસિદ્ધ વ્યક્તિને પોતાના સંપ્રદાયમા અપનાવવાનો પ્રયત્ન થયો હશે એટલી હકીકત સાચી લાગે છે.

ઐતિહાસિક દૃષ્ટિએ આ ઘટનાઓમા કોઈ અસંભવિતતા પણ નથી. વલ્લભાચાર્યનો જન્મ સં. ૧૫૨૯મા અને ગોલોકવાસ સં. ૧૫૮૭ માં થયો હતો. મીરાનો જન્મ સ ૧૫૬૦ની આસપાસ અને દેહાત સં. ૧૬૨૪ની લગભગ થયો. આમ 'વાર્તા'મા આપેલી ઘટનાઓ સત્ય હોવાની બાબતમા બન્નેની સમકાલીનતા મદદગાર થાય છે. *

* જુઓ, રા. બા. ગૌરીશંકર ઓઝા: 'રાજપૂતાને કા ઇતિહાસ,' પૃ. ૬૫૦-૫૧.

મીરાંબાઈની મહત્તા એટલા માટે હતી કે તે સર્વે સંતોનો, સંપ્રદાય-ભેદનો વિચાર કર્યા વિના, સમાનરૂપે સૌનો આદર કરતાં હતાં : એટલે ધર્મની બાબતમાં એમની ભાવના બહુ ઉદાર હતી : અને તેથી જ સાંપ્રદાયિક, સાંકડી દૃષ્ટિ તેમને પસંદ નહોતી. ગુરુ વલ્લભાચાર્યના માહાત્મ્યનાં પદોને પોતાના ઠાકુરજીને યોગ્ય મીરાં નહોતાં માનતાં તે આ ભાવનાને લીધે જ.

## મીરાંમાં સાંપ્રદાયિકતાનો અભાવ :

મીરાં ગિરધર ગોપાલનાં અનન્ય ભક્ત હતા; છતાં તેમનામાં સાંપ્રદાયિકતા નહોતી. જયમલની એક કુંવારી બહેનનો ઉલ્લેખ, મેડતાના હરિદાસ બનિયા ( ' બસો બાવન 'માંના એક )ની વાર્તામાં આવે છે, તે મીરાંબાઈ જ હશે એમ મનાય છે. આ અનુમાન સાચું ઠરે તો કહી શકાય કે મીરાં વલ્લભસંપ્રદાયના ગુંસાઈનાં શિષ્યા જેવાં થઈ ગયાં હતાં; માત્ર તેમણે તેમની દીક્ષા લીધી નહોતી.

' ચોરાસી વૈષ્ણવોની વાર્તા 'માં વલ્લભમતાનુયાયી રામદાસે મીરાંનો સંગ એટલા માટે છોડ્યો હતો કે મીરાએ, આચાર્ય મહાપ્રભુનાં પદો સિવાયનાં પ્રભુભજનો ગાવાની તેમને સૂચના કરી હતી. મીરાંની આવી સૂચનામાં રામદાસને મહાપ્રભુની અવહેલના થતી હોય એમ લાગ્યું.

આ વાતના સમાચાર ગુરુને મળતા બરોબર ભક્ત ગોવિંદ દૂબે—જે મીરાંબાઈના અતિથિ થયા હતા તેમને, ગોસાંઈજીએ પત્રદ્વારા આજ્ઞા કરી કે ' મીનિ ત્યાંથી તેમણે એકદમ ચાલ્યા જવું. ' પત્ર જોતાની સાથે ગોવિંદ દૂબે ચાલી નિકળ્યા. મીરાંબાઈ એ તેમને રોકાવા માટે ઘણું યે સમજાવ્યા; તેમને રોક્યા પણ ખરા; પરંતુ તે તરત ચાલી નિકળ્યા.

કૃષ્ણદાસ અધિકારી નામના પુષ્ટિમાર્ગીય ભક્તે તો મીરાંબાઈને સ્પષ્ટ સંભળાવ્યું હતું કે ' હું તારી ભેટ એટલા સારુ સ્વીકારી શકતો નથી કારણ કે તું આચાર્યપ્રભુની સેવક બની નથી ! ' મીરાંબાઈએ થોડીક મહોરો ઠાકોરજીની સામગ્રી માટે ભેટ આપવા માંડી હતી ત્યારે કૃષ્ણદાસ અધિકારી આ પ્રમાણે બોલ્યા હતા.

આ ઉ લેખો ઉપરથી જાણી શકાય છે કે મીરા આવા કારણોને લીધે વલ્લભ-સંપ્રદાયમા અનન્ય ભક્ત તરીકે ગણાયા નથી

તે જ પ્રમાણે નિમ્બાર્ક કે ચૈતન્ય સંપ્રદાયમા પણ મીરાબાઈની ગણના થઈ શકતી નથી, કારણ કે મીરાબાઈમા ગોપીભાવ તો હતો જ, પરંતુ એમના પદોમા રાધાનુ મહત્ત્વ એટલુ બધુ યા મે દેખાતુ નથી વળી જીવગોસ્વામી સાથે મીરાને જે મેળાપનો પ્રસંગ બન્યો, અને સ્ત્રીનુ મુખ ન જોનાર ગોસ્વામીને મીરાએ સર્વ કૃષ્ણભક્તોના ગોપી ભાવ અથવા સ્ત્રી-ભાવને સંભારીને, તેમનુ અજ્ઞાન ટાળ્યુ હતુ—તે પ્રસંગ ઉપરથી, મીરા ચૈતન્ય-સંપ્રદાયમા પણ ભળ્યા જણાતા નથી

મીરાનો સંપર્ક નિર્ગુણવાદી સન્તોની સાથે થયો હોવાનો પૂરો સંભવ છે, કારણ કે મીરાની સાધના અને ઉપાસના ઉપર નિર્ગુણ સંપ્રદાયની વિચારધારાનો સ્પષ્ટ પ્રભાવ પડ્યો હતો રવિદાસ (રૈદાસ)ની શિષ્યા તરીકે ત્યાગ અને વૈરાગ્યની વૃત્તિ નિર્ગુણ ઉપાસકોમા જ દેખાય છે એમ નથી, વૈષ્ણવ સંપ્રદાયમા પણ ત્યાગીઓ અને વિરક્તોની ખોટ નથી

" શીલ સંતોષકી કેસર ઘોલી, પ્રેમ પ્રીતિ પિચકાર રે
ઘટકે પટ સબ ખોલ દિએ હૈ, લોકલાજ સબ ડાર રે "

—આ ઉપરથી સમજાય છે કે મીરા કોઈ સંપ્રદાયમા જોડાયા નહોતા તેમણે કોઈ પંથ ચલાવ્યો નથી કે કોઈ ચેલો મૂડયો નથી

' મીરા સ્રુત જાયો નહિ, શિષ્ય ન મૂંડ્યો કોય

પોતાનો સંબંધ કૃષ્ણ સાથે, બારોબાર, સીધો જ, કોઈપણ ગુરુની દરમ્યાનગીરી વગર તેમણે સ્થાપન કરી દીધો હતો

**કૃષ્ણાવતારની લીલાઓ સાથે નિર્ગુણ ઉપાસના:**

મીરાબાઈ પર પહેલેથી જ કોઈ ભક્તિનો ઘેરો રંગ ચઢી ગયો હતો જે વલ્લભસંપ્રદાયના રંગ સાથે મેળ ખાતો ન હતો પુષ્ટિમાર્ગમા

બાલકૃષ્ણભક્તિ અને કૃષ્ણાવતારની લીલાઓનું કીર્તન એ મુખ્ય ગણાય છે. તેમ મીરાબાઈ પણ કૃષ્ણભક્ત હતા. 'ગિરિધર ગોપાલ'ની એ દાસી હતા, છતાં મીરાંનું ધ્યાન જેટલું પરબ્રહ્મ પર વળે છે તેટલું તેમના અવતાર પ્રત્યે નહોતું. એટલે સગુણ ઉપાસનાની સાથે મીરાંબાઈમાં નિર્ગુણ બ્રહ્મને પામવાની ઇચ્છા પણ ઓછી પ્રબળ નહોતી. ઘટઘટ–ભીતર અને ચરાચરમાં વ્યાપી રહેલા રમણ કરનાર 'રામ રમૈયા'ને એ પોતાના ઇષ્ટદેવ માને છે.*

આ નિર્ગુણ બ્રહ્મની ભાવના કબીરની નિર્ગુણ ભાવનાને મળતી છે. બન્ને વચ્ચે ફરક માત્ર એટલો હતો કે મીરાબાઈને મૂર્તિની ઉપાસના પ્રત્યે ચીડ નહોતી અને તેથી જ પ્રિયાદાસે 'ભક્તમાલ'ની ટીકામાં તો એને અનન્ય મૂર્તિપૂજક માની છે. કબીર સાથેનું મીરાંની નિર્ગુણ ઈશ્વરની ભાવનાનું મળતાપણું તથા ભેદ એટલા કારણે જણાય છે કે મીરાએ રામાનંદના શિષ્ય અને કબીરના ગુરુભાઈ રૈદાસ પાસેથી અથવા તેમની વાણીમાંથી આધ્યાત્મિક પ્રેરણા પ્રાપ્ત કરી હતી.

### મીરાંના ગુરુ રૈદાસ

મીરાંને નામે મળતી વાણીમાં × અનેક સ્થળે રૈદાસને એમના ગુરુ તરીકે ઓળખાવ્યા છે. ઇતિહાસ જોતાં રૈદાસ મીરાંબાઈના સમકાલીન

---

* સરખાવો પદ

મેરે પિયા મેરી માંહી બસત હૈ કબહૂ ન આતી જાતી
ઓરાં કે પિય પરદેશ બસત હૈ લિખ લિખ ભેજે પાતી
મેરે પિયા હિરદેમેં બસત હૈ ગૂંજ કરું દિનરાતી—
—મૈં સાંવરે કે રંગ રાતી

× રૈદાસ સંત મિલે મોહિ સતગુરુ, દીન્હી સુરત સહદાની
મૈં મિલી જાય પાયો પિયા અપને તબ મેરી પીર બુઝાની
નહીં મૈં પીહર સાસરે રે નહિં પિયાજી રે પાસ
મીરાંને ગોવિંદ મિલિયા રે ગુરુ મિલિયા રૈદાસ

નહોતા : એટલે એ માનવું યોગ્ય છે કે મીરાબાઈએ પ્રત્યક્ષ નહીં, તો એ ગુરુની 'પરોક્ષ વાણી 'દ્વારા જ્ઞાન મેળવ્યું હોય; અને એ 'વાણી 'ના રચનારને પોતાના ગુરુ માન્યા હોય: એ જ પ્રમાણે ગરીબદાસે ( સં. ૧૭૭૪-૧૮૩૫ આશરે ) કબીરને અને ચરણદાસે ( જન્મ લગભગ સં. ૧૭૬૦ ) ભાગવતના શુકદેવને પોતાના ગુરુ કરી માન્યા છે. આ રીતે મીરાબાઈએ પણ પરોક્ષપણે રૈદાસને ગુરુ માન્યા હોય એ વિશેષ સંભવિત છે; કારણ કે રૈદાસ, ઘણુ કરીને પીપાભગત ( સં. ૧૩૫૦-૧૪૦૦ ) જે રામાનંદના શિષ્ય હતા તેમના, સમકાલીન હતા

કબીરના સમકાલીન અને એમનાથી પહેલાના કેટલાક સંતોની તથા કબીર સિવાયના રામાનંદના અન્ય શિષ્યોની વિશેષતા એ જણાય છે કે તેઓ નિર્ગુણની પ્રત્યે પોતાની ઊંચામા ઊંચી ભાવનાને મૂર્તિઓની સમક્ષ પ્રકટ કરવામા કોઈ પ્રત્યક્ષ વિરોધ માનતા નહોતા નામદેવ વિઠોબાની મૂર્તિ આગળ ઘૂંટણીએ પડીને નિર્ગુણ નિરાકારની સ્તુતિ કરતા હતા. તેમ તેમના બીજા શિષ્યો પણ શાલિગ્રામ પ્રત્યે આદરભાવ રાખતા હતા આ બધું ધ્યાનમા લેતા કહી શકાય તેમ છે કે મીરા પર, નિર્ગુણ ભાવનાનો રૈદાસી રંગ ચઢેલો હતો; અને એમની સગુણ ભાવના નિર્ગુણ ભાવનાનું પ્રતીક માત્ર હતી.

આ ભાવના અવતાર-ભાવનાની વિરોધી નથી. છતા વલ્લભ-સંપ્રદાયના 'અષ્ટ છાપ 'ના કવિઓની પદાવલી સાથે સરખાવતા, મીરાના પદોનો ખાસ ઉદ્દેશ કૃષ્ણની લીલાઓનું વર્ણન કરવાનો જણાતો નથી: પોતાના અનુભવોને પ્રગટ કરવા માટેનું કવિતા એમને મન સાધન હતું. તે જેટલા કૃષ્ણની ગોપી હતા : તેટલા પરબ્રહ્મના પણ ગોપી હતા. કબીરની માફક તે પ્રેમલક્ષણા અથવા દશધા ભક્તિમા માનનાર હતા : રૈદાસે જે રામનું નામ લઈને કહ્યું છે તે મીરાએ કવચિત્ રામનું અને ઘણીય વખત કૃષ્ણનું–ગિરિધર ગોપાલનું–નામ દઈને કહ્યું છે.

મીરાંના કૃષ્ણ સાથેના પ્રેમનું કારણ એ પણ સંભવે છે કે એ પોતે કૃષ્ણભક્ત પરિવારમાં જન્મ્યાં હતાં, તેમના દાદા રાવ દૂદાજીએ ચતુર્ભુજજીનું વૈષ્ણવ મંદિર, સં. ૧૫૧૮માં મેડતાનો ઉદ્ધાર કર્યા પછી, બંધાવ્યું હતું અને મીરાં પરણ્યાં હતાં પણ કૃષ્ણભક્ત પરિવારમાં; કારણ કે પતિના યશસ્વી પૂર્વજ કુંભારાણાએ 'ગીતગોવિંદ' પર 'રસિક રંજની' નામની ટીકા રચી હતી, અને કુંભસ્વામીનું મંદિર પણ બંધાવ્યું હતું.

ચિતોડની ઝાલીરાણી રવિદાસ ( રોહીદાસ રૈદાસ )ની શિષ્યા હતી. તે ઉપરથી મીરાંબાઈ—જે ચિતોડની રાણી હતી તેટલા ઉપરથી જ તે રવિદાસની શિષ્યા હતી એવો ભ્રમ ઊભો થયો લાગે છે *

## રવિદાસ—રૈદાસ—રોહિદાસ :

મીરાંબાઈના ચમાર જાતિના ગુરુ કાશી તરફ 'રૈદાસ' નામે અને આપણે ત્યાં 'રોહિદાસ' નામે સુપ્રસિદ્ધ છે. એ સૌરાષ્ટ્રમાં સારી પેઠે રહી ગયા મનાય છે. ગિરનારના અગતરાઈ નામે ગામમાં રોહિદાસ ચમારનો ચામડાં ધોવાનો ચમત્કારી કુંડ અત્યારે બતાવવામાં આવે છે; અને એના નામે ચડેલા અન્ય પરચાઓ ગામેગામ જાણીતા છે. મીરાં-રોહિદાસનો સંબંધ સૂચવતું એક સોરઠી ભજન પણ ગવાય છે —

"એ જી તમે મારી સેવાના શાલીગરામ !
—મીરાં ! તમે ઘેર જાવને૦

તમે રે રાજાની કુંવરી ને અમે ઊંધે જાતના ચમાર
જાણશે તો મેવાડો કોપશે અને ચિતોડો ચોપે દેશે ગાળ
—મીરાં ! તમે ઘેર જાવને૦"

---

* That the queen of Chitore was a disciple of Ravidas may be said to give plausibility to the tradition current among the *bhaktas* that Mirābāi was a disciple of his." —'Mediaeval Mysticism of India' by Kshitimohan Sen. (1925) p. 80

× × ×

કાશી રે નગરના ચોકમાં રે ગુરુ મને મળ્યા રોઈદાસ.
—મીરાં ! તમે ઘેર જાવનેઃ૦. ”

આ રઈદાસ ચમાર-સંતથી કબીરપંથી ગુવિસાહેબ રવિદાસ—તદ્દન જુદા છે. ” *

**મીરાંએ તુલસીદાસને લખેલો પત્ર :**

ગોસ્વામી તુલસીદાસના શિષ્ય રઘુવરદાસજીએ લખેલા ‘ તુલસી-ચરિત્ર ’ નામના એક મોટા ગ્રંથમાથી શ્રી. શ્યામસુંદરદાસ તથા સ્વ. શ્રી. પીતામ્બર દત્ત બડથ્વાલે ઉતારા આપ્યા છે. આ ગ્રંથના ‘ અવધખંડ ’મા લખ્યું છે કે જ્યારે ગોસાઈજી ઘરથી વિરક્ત થઈને નિકળ્યા ત્યારે રસ્તામા રઘુનાથ નામક એક પંડિત એમને મળ્યા : અને એમને ગોસાઈજીએ પોતાનો સઘળો વૃત્તાત કહ્યો. એ વૃત્તાતમા મીરાબાઈના ઉલ્લેખનો નીચે પ્રમાણે કાવ્યખંડ છે:— ×

( દોહા )

‘ તબ આયો મેવાડ તે, વિપ્ર નામ સુખપાલ :
મીરાંબાઈ-પત્રિકા, લાયો પ્રેમ પ્રવાલ.
પઢી પાતી ઉત્તર લીખે, ગીત કવિત બનાય :
‘સબ તજિ હરિ ભજબો ભલો : ’ કહિ દિય વિપ્ર પઠાય ’

આને લગતી વાત એવી છે કે મીરાં, પતિના સ્વર્ગવાસ પછી ભગવદ્ભક્તિમા લીન થયાં. ભક્તિને અંગે સાધુસમાગમમા વખત એ કાઢતા. ઘરના લોકને આ ગમતું નહીં; પણ જ્યાસુધી એમના સસરા

* ‘ સૌરાષ્ટ્રના ભજનિક સંતો, ’ ઝવેરચંદ મેઘાણીકૃત લેખ : ‘ બુદ્ધિ-પ્રકાશ, ’ ૧૯૩૨, પૃ ૩૫૮.

× ડૉ. આનંદશંકર ધ્રુવ · “ મીરાં અને તુલસીદાસ ” ‘ વસંત ’ ભાદ્રપદ, સં. ૧૯૮૯ ( પુનર્મુદ્રિત ‘ કાવ્યતત્ત્વવિચાર ’મા પૃ. ૨૭૯-૮૧ ).

સંગ્રામસિંહ અને એમની પછી એમના દિયર રત્નસિંહ ગાદી ઉપર હતા ત્યાંસુધી તો આ ચાલ્યા કર્યું; પણ એમના પછી મીરાંબાઈના બીજા દિયર વિક્રમાજિતસિંહ ગાદીએ આવ્યા : એમણે મીરાંબાઈ ઉપર ' વિષનો પ્યાલો ' મોકલવા જેવા ઘણા જુલમ કર્યા. તે વખતે મીરાંબાઈએ તુલસીદાસ ઉપર પૂર્વોક્ત ' તુલસીચરિત 'માં ઉલ્લેખેલો પત્ર પાઠવ્યો : એ પત્ર આ પ્રમાણે છે:

" શ્રી તુલસી સુખ–નિધાન, દુઃખહરન ગુસાંઈ :
બાર હિ બાર પ્રનામ કરૂં, હરો શોક–સમુદાઈ :
ઘરકે સ્વજન હમારે જેતે, સબન્હ ઉપાધિ બઢાઈ :
સાધુસંગ અરુ ભજન કરત માહિ, દેત કલેસ મહાઈ.
બાલપનેસે મીરાં કીન્હી, ગિરધરલાલ મિતાઈ :
સો તોં અબ છૂટે નહિં કયોંહૂં લગી લગન બરિયાઈ.
મેરે માત-પિતા કે સમ હો, હરિ-ભગતન સુખદાઈ :
હમકૂં કહા ઉચિત કરિયો હૈ, સો લિખિયો સમુઝાઈ–"

પૂર્વોક્ત વૃત્તાન્ત કહીને, હવે મારે શું કરવું ઉચિત છે ? તે સમઝાવીને કહો–એવી મીરાબાઈએ વિનંતિ કરી. એના જવાબમાં ગોસાંઈજીએ લખી મોકલેલો ઉત્તર આ પ્રમાણે છે :

" જાકે પ્રિય ન રામ વૈદેહી—
તજિયે તાહિ કોટિ વૈરીસમ, જદ્યપિ પરમ સનેહી ।
તજ્યો પિતા પ્રહ્‌લાદ, વિભીષન બંધુ, ભરત મહતારી ।
બલિ ગુરુ તજ્યો, કંત વ્રજવનિતન, ભે સબ મંગલકારી ॥
નાતો નેહ રામસોં મનિયત, સુહૃદય સુસેવ્ય જહાં લોં ।
અંજન કહા આંખિ જો ફૂટે, બહુતક કહોં કહાં લોં ॥
તુલસી સો સબ ભાંતિ પરમહિત પૂજ્ય પ્રાન–તે પ્યારો ।
જાસોં હોય સનેહ રામપદ—એતો મતો હમારો ॥ "

—આ પદ તુલસીદાસજીની 'વિનયપત્રિકા'મા દાખલ છે. એટલે ગોસાઈજીના શિષ્ય રઘુવરદાસજીએ 'તુલસીચરિત્ર'મા નોંધેલી વાતને તેથી પુષ્ટિ મળે છે.

વૃંદાવનમા મીરાબાઈ બારતેર વર્ષ રોકાયા હોય એમ કેટલાક પરો-પરથી લાગે છે. સં. ૧૬૧૨-૧૩મા વ્રજભૂમિ પર મુગલોનો ઉપદ્રવ થવા લાગ્યો : અને આ વખતમા ચિતોડ પણ વિપદ્ગ્રસ્ત હતુ. એટલે આ સમયમા જ મીરાંબાઈએ ગુસાઈ તુલસીદાસને પત્ર લખ્યો હોય, જેનો ઉત્તર એમને સં. ૧૬૧૬ પછી મળ્યો; તે પછી એ દ્વારાવતી ગયા અને અનુમાનાય છે કે, સં. ૧૬૨૩ થી ૧૬૩૦ની અંદર મીરા દ્વારકા-ધીશમા લીન થઈ ગયા !

## 'ગ્રંથસાહેબ' અને મીરાંબાઈ :

ગુરુ અર્જુને 'ગ્રંથસાહેબ'ની રચના કરી, જેનાથી સિખધર્મના સંગઠનને ખૂબ સંગીનતા પ્રાપ્ત થઈ: આ 'ગ્રંથસાહેબ' સિખધર્મનુ 'કુરાન' બન્યુ; છતા તેના ઉપર કુરાનને માટે બન્યુ એમ, વિરુદ્ધ અર્થની કોઈપણ ટીકા ન થવાને કારણે, 'ગ્રંથસાહેબ' સંબંધી મતભેદ જન્મ્યો નહિ

આ 'ગ્રંથસાહેબ'મા જયદેવના 'ગીતગોવિંદ'માથી બે શ્લોક દાખલ કરવામા આવ્યા છે. તેનુ કારણ એમ લાગે છે કે 'ભક્તમાલા'ના કવિ નાભાદાસના મતે "ભક્ત જયદેવના 'ગીતગોવિંદ'મા વર્ણવેલી રાધાકૃષ્ણવિહારની લીલાઓને અન્યથા ગણનાર લોકો દુર્જન છે."

આ જયદેવ અને તેમની પત્ની પદ્માવતીના ભક્તિ સંબંધીના ચમત્કારો ગુરુ અર્જુને સાંભળ્યા હોવાથી, એના 'ગીતગોવિંદ'માથી બે શ્લોકો 'ગ્રંથસાહેબ'મા ઉતારવા યોગ્ય તેમને લાગ્યા જણાય છે: એમાના એક શ્લોકમા ઈશ્વરનુ સામાન્ય શબ્દોમા સ્તવન છે: તેમા

'કૃષ્ણ' શબ્દ નથી, તેમ રાધાનો પણ ઉલ્લેખ નથી. બીજા શ્લોકમાં, ઈશ્વર સાથેના અદ્વૈત સંબંધી—જેમ પાણીમાં પાણી મળી જાય તેમ, ઈશ્વર સાથે મળી જવાનો—ભાવ વર્ણવેલો છે.

'ગ્રંથસાહેબ'માં જે ભક્તોના ઉપદેશનાં અવતરણો ગુરુ અર્જુને લીધેલાં છે તેનો વિચાર કરતાં જણાય છે કે તે બધા ભક્તોનું ભક્ત-જીવન પહેલાં મૂર્તિપૂજાથી શરૂ થયું હતું. પરંતુ ક્રમે ક્રમે અભ્યાસ, ચિંતન અને આત્મ-અનુભવ ઉપરથી એ ભક્તો નિર્ગુણ અને નિરાકાર એકેશ્વરવાદમાં માનતા થઈ ગયા હતા; અને તે નિર્ગુણ એકેશ્વરવાદમાં ગુરુ અર્જુનને રસ હોવાથી, તેમનાં જ્ઞાનવચનોને તેમણે 'ગ્રંથસાહેબ'માં સ્થાન આપ્યું હતું.

મીરાંબાઈનું એક પદ—જે ભાઈ બન્નુના 'ગ્રંથસાહેબ' (જે ગ્રંથ પંજાબના ગુજરાત પ્રાંતના મંગત ગામ)માં છે, અને જેમાંની ભાષા તથા ભાવ પૂરેપૂરા વૈષ્ણવ સંપ્રદાયના દ્યોતક છે—તે પદ આગળ જતાં 'ગ્રંથસાહેબ'માંથી કમી કરવામાં આવ્યું હતું; કારણ કે મીરાંબાઈ, જ્યારથી જન્મ્યા ત્યાંથી તે દ્વારકાધીશમાં સાયુજ્ય મુક્તિ પામ્યા ત્યાંસુધી, મૂર્તિપૂજક જ હતાં. (જુવો, મેકોલીફના સીખ અને 'સીખધર્મ' સંબંધી ગ્રંથો : ગ્રંથ ૬ : પૃ. ૩૫૨-૩૫૬ ).

વૈષ્ણવોનો એકેશ્વરવાદ અને સિખ્ખોના એકેશ્વરવાદ* વચ્ચે મહત્ત્વનો ભેદ રહેલો છે. સિખધર્મ પ્રમાણે ઈશ્વર નિરાકાર છે; અને તેટલા પૂરતું ઈસ્લામ તથા ખ્રિસ્તધર્મ સાથે તેનું સ્પષ્ટ મળતાપણું છે.

## સિખધર્મ અને ચૈતન્યનો વૈષ્ણવધર્મ :

ગુરુ નાનક અને ચૈતન્ય મહાપ્રભુ—બન્નેએ ધાર્મિક પુનરુત્થાનના સમયમાં મધ્યકાલીન હિંદને પોતપોતાનો ઉપદેશ આપ્યો હતો. અને

* આ મુદ્દાના વિવેચન માટે જુવો 'મોડર્ન રિવ્યુ', જુલાઈ ૧૯૪૪ : અનિલચંદ્ર બેનરજીનો લેખ : 'Sikhism and Bengal Vaisnavism'.

બન્ને સંતોનો જગન્નાથપુરીમા ભેટો થયો હતો એમ માનવા સાધન છે. મોટે ભાગે હિંદુધર્મ અને સંસ્કૃતિ ઉપર જે મુસલમાની અસરની ભૂમિકા જામવા પામી–ખાસ કરીને પંજાબ તથા બંગાળમાં–તેની અસર ગાળી કાઢવા. અને તેને નહિવત્ કરવાના હેતુથી જ આ બન્ને સંતોના ઉપદેશનું બાહ્ય સ્વરૂપ ઘડાયું હતુ એમ જણાય છે.

કૃષ્ણદાસ કવિરાજ તેમના ‘ ચૈતન્ય ચરિત્રામૃત ’મા લખે છે કે, “ શ્રીકૃષ્ણનુ જે પૂજન કરે છે તથા ગુરુદેવના ચરણો સેવે છે તેને માયાના ફંદમાંથી મુક્તિ મળે છે; અને કૃષ્ણચરણને ( મોક્ષને ) તે પામે છે. સાચો વૈષ્ણવ દુનિયાના પદાર્થોને તથા વર્ણાશ્રમના ધર્મોને છોડીને, કૃષ્ણ-ભક્તિમા જ પરમ આશ્રય શોધે છે. ” એક ઈશ્વરનુ ચિંતન અને ગુરુપ્રત્યે અનન્ય ભાવઃ તથા ભક્તિ કરવામા નાતજાતના બંધનોની અવગણના અથવા ઉપેક્ષા–એ ત્રણ સિદ્ધાંતોમા મુસ્લિમ ધર્મના મુખ્ય ઉપદેશનો સમન્વય અને પડઘો ઝીલાયા છે

## સિખ અને વૈષ્ણવ: પરસ્પર ભેદ:

ચૈતન્યના વૈષ્ણવ ધર્મમા તથા નાનકના સિખધર્મમા આવુ ઉપર-ઉપરનું સામ્ય હોવા છતા, તેમા કેટલોક મૌલિક ભેદ રહેલો છે. તેને લીધે જ સિખોના ધર્મમા ભક્તિનુ માહાત્મ્ય પૂરેપૂરું સ્વીકારાયુ નથી. કૃષ્ણ, રામ કે એવા કોઈ અવતારી પુરુષ—અથવા બીજી રીતે કહિયે તો સગુણ બ્રહ્મની ઉપાસના સિખોને જરા પણ સ્વીકાર્ય નથી; કારણ કે સિખો કોઈપણ પ્રાચીન હિંદુ શાસ્ત્રગ્રંથને પોતાના ધર્મના સિદ્ધાન્તોના આધાર-રૂપ માનતા નથી. ક્વચિત્ વેદ અને પુરાણોમાથી એ ઉપલક પ્રમાણો ટાંકે છે: પરંતુ ભક્તિસંપ્રદાયોના પાયારૂપ **ભગવદ્ગીતા** તથા **ભાગવતને** એ કદાપિ પણ સંભારતા નથી. પરિણામે ભક્તિમાર્ગના આચાર્યોનું અને સન્તોનું સાહિત્ય મોટે ભાગે સંસ્કૃત શ્લોકમિશ્રિત, એવી પ્રાન્તિક ભાષાઓમા જન્મવા પામ્યું છે. સંતોએ સસ્કૃતને હિંદુઓની ‘પવિત્ર’ ભાષાના સ્થાન ઉપરથી પદભ્રષ્ટ કરી નહોતી : જો કે તેમની ‘ સન્તમાની ’

દેશી ભાષામાં રચાતી હતી. ત્યારે સિખોનું સાહિત્ય મુખ્યત્વે કરીને હિંદી તથા ગુરુમુખી ભાષામાં જ રચાયું છે; કારણ કે એમના ધર્મસિદ્ધાન્તોનાં મૂળ પ્રાકૃતમાં હતા. હિંદુઓના સંસ્કૃત સાહિત્યમાંથી તે ઊતરી આવ્યાં નહોતા.

## નાનક અને ચૈતન્ય :

સિખધર્મ તથા વૈષ્ણવધર્મ વચ્ચેનો આ ભાષા-ભેદ, અને તેના પ્રચારકોની સાંસ્કારિક ભૂમિકા વચ્ચેનો ભેદ : તેમ જ તેમના સ્થાપકોની અસલ નાતજાતનો સામાજિક ભેદ ( જેમ કે નાનક ઉચ્ચવર્ણના નહોતા, ત્યારે ચૈતન્ય બ્રાહ્મણ હતા )—એ બધુ સૂચવે છે કે સિખોનો ધર્મ એ લોકોનો-પ્રાકૃત લોકોનો—ધર્મ હતો. તેથી તેની ભાષા પણ લોકભાષા જ રહી હતી. ત્યારે વૈષ્ણવોના લખાણો બન્ને ભાષામાં થતાં હતાં.

નાનકના નાનપણનાં વર્ષો ગામડાંમાં વીત્યાં હતાં : જ્યાં મુસ્લિમ વાતાવરણની ઘાડી છાપ તેમના મન પર પડી હતી. ત્યારે નવદ્વીપ (નદિયા) જેવા ચુસ્ત હિંદુ તીર્થમાં, અને સંસ્કૃત વિદ્યાના તથા ખાસ કરીને ન્યાયશાસ્ત્રના વિદ્યાપીઠના વાતાવરણ વચ્ચે ચૈતન્યનું નાનપણ વીત્યું હતુ. કુદરતી રીતે, જીવન અને ધર્મ સંબંધી બન્નેની દૃષ્ટિ ભિન્નભિન્ન થવા પામી હતી.

ચૈતન્યને જગન્નાથપુરી જેવા તીર્થમાં વસવાનું બહુ ગમ્યું હતું. નાનકને તીર્થસ્થાનો અને તીર્થયાત્રા ઉપર એવો કોઈ પ્રેમ નહોતો. ચૈતન્યના અનુયાયીઓ અને શિષ્યો વિદ્વાન અને સાહિત્યસર્જન કરી શકે એવા વ્યુત્પન્ન પંડિતો હતા. નાનકના અનુયાયીઓ અને શિષ્યોએ હિંદુ શાસ્ત્રોનો પરિચય કેળવવાની કે તેનો ઉપયોગ કરવાની જરાપણ વૃત્તિ બતાવી જણાતી નથી.

આ રીતે સંસ્કૃતનો કેવલ બહિષ્કાર કરી રાખવાનું સિખધર્મે પસંદ કર્યું. તેના બે પરિણામ આવ્યાં: સૈકાઓથી જે ધાર્મિક કથાઓ

તથા આખ્યાયિકાઓથી જનસમાજ પરિચિત હતો તેવા પુરાણપ્રસિદ્ધ ધર્મને તેનાથી વિમુખ કરી, તેવી કથાઓનો બહિષ્કાર થવાથી એ કથાઓ પર લોકોની જામેલી શ્રદ્ધા ઊઠી ગઈ: અને તે પ્રત્યે નાસ્તિક જેવી વૃત્તિ થઈ.

સિખોનો ધર્મ, અભણ અને નીચલા વર્ગોમાં, અને ખાસ કરીને ખેતી કરનાર વર્ણોમાં ફેલાયો હતો. વૈષ્ણવધર્મમા સર્વ પ્રકારના અધિકારી અનુયાયીઓ થયા હતા. 'સિખ' બનવાથી જે વર્ણોની સામાજિક સ્થિતિની ઉન્નતિ થઈ અને જેમને સાદી ભક્તિ અને સેવાથી મોક્ષની આશા મળી તે લોકો, દઢતાથી એ ધર્મને વળગી રહ્યા.

દેશી ભાષાનો ઉપયોગ કરવાથી સિખધર્મ પંજાબમા જ પુરાઈ રહ્યો: જ્યારે વૈષ્ણવધર્મ બંગાળા, આસામ, ઉડિયા તથા દક્ષિણ અને પશ્ચિમ હિંદમા પણ વ્યાપક થઈ શકયો: અને કૃષ્ણભક્તિનુ ધામ વૃંદાવન, સૌને માટે પૂજનીય બની ગયુ.

વૈષ્ણવ આચાર્યોએ અને સંતોએ હિંદના પવિત્ર ધામો અને તીર્થોમાં યાત્રાઓ કરી હતી; અને તે દ્વારા વૈષ્ણવધર્મનો પ્રચાર સાધ્યો હતો: ત્યારે સિખ ગુરુઓમાથી માત્ર નાનક, તેગબહાદુર અને ગોવિંદસિંહે જ પંજાબની બહાર ઠીકઠીક પ્રવાસ કર્યો હતો. આ કારણથી પંજાબની બહાર નવા સિખો બહુ ઓછી સંખ્યામા થઈ શકયા હતા: અને જેઓ સિખધર્મ સ્વીકારતા હતા તેમને પછી મૂળ ધર્મ સાથે સંપર્ક સાધવાનુ અઘરુ અને અશકય બનતુ જતુ હતુ: તેથી એના અનુયાયીઓ વધતા નહોતા.

વળી સિખધર્મના જન્મ પછી લગભગ એક સૈકા સુધી એ ધર્મનું કોઈ પણ ખાસ શાસ્ત્ર કે આધારભૂત ગ્રંથ નિર્માણ થયા ન હતા. તેમ જ એવી કોઈ 'શિક્ષાપત્રી' નહોતી જેમાથી શ્રદ્ધાળુઓ પોતાની અનેક શંકાઓનું નિવારણ ખોળી શકે; અને પોતાની આધ્યાત્મિક ભૂખને

સંતોષી શકે. પરિણામે હિંદી 'ગ્રંથસાહેબ'ના નિર્માણથી, ઇતર પ્રાંતવાસી નવા શિષ્યોની જ્ઞાનતૃષા છીપી શકી નહિ; કારણ કે પંજાબમાં ન રહેતા હોય એવા સિખધર્મીને તે હિંદી ગ્રંથનો બોધ ક્યાંથી સુલભ હોઈ શકે?

કેટલીકવાર કોઈ વૈશ્યવર્ગનો સિખ દૂર દૂરના પ્રાંતમાં મળી શકતો; પણ તેનામાં 'ગ્રંથસાહેબ'ને સમજાવી શકે તેવી વિદ્વત્તા ક્યાંથી લાવવી?—એ પ્રશ્ન થઈ પડ્યો હતો; પરંતુ તામીલ દેશના, આસામના, પશ્ચિમ હિંદના, કે ગંગાપૂત હિંદના વૈષ્ણવને પોતાના વૈષ્ણવધર્મના ગ્રંથોને સમજવામાં આ પ્રકારનો ભાષાનો અંતરાય નડ્યો નહોતો. કારણ કે એના શિષ્ટમાન્ય ગ્રંથો સંસ્કૃતમાં રચાયા હતા, અને સંસ્કૃત જાણનાર પંડિતો તો ગામડામાં પણ મળવા સુલભ હતા.

## 'ગ્રંથસાહેબ'માંનું મીરાંનું પદ:

'ગ્રંથસાહેબ'ના નિર્માણની અને તેમાં દાખલ કરેલી જ્ઞાનની કવિતાના પ્રકારની ઉપર આપેલી ચર્ચા એટલા પૂરતી અહીં પ્રસ્તુત છે કે મીરાનું એક પદ, 'ગ્રંથસાહેબ'ની પહેલી આવૃત્તિમાં દાખલ કરેલું હતું: પરંતુ સિખધર્મીઓની નિર્ગુણ નિરાકાર ઈશ્વરની ઉપાસનામાં અવતારી કૃષ્ણની ભકિતનું પદ અજુગતું લાગવાથી, ભાઈ બન્નુના 'ગ્રંથસાહેબ'માં દાખલ કરેલું પદ, પાછળથી કમી કરવામાં આવ્યું હતું.

## 'ગ્રંથસાહેબ'માંનું મીરાંનું પદ:

મીરાનું પદ સિખોના 'આદિગ્રંથ'માં જો કે નથી; છતાં એ 'આદિગ્રંથ'ની પહેલી નકલ પીર ભાઈ બન્નોએ કરેલી, તેમાં નીચેનું પદ એમણે સ્વેચ્છાએ ઉમેરેલું છે. ગુરુ અર્જુનના 'સિક્ખ' (શિષ્ય), ભાઈ બન્નુએ સં. ૧૬૪૯માં સ્વહસ્તે ઉતારેલી આ નકલ 'ગ્રંથસાહિબ, ભાઈ બન્દે કી બીડ' નામથી ઓળખાય છે: અને તે અમૃતસરમાં

સુવર્ણમંદિરમાં મોજુદ છે. નિર્ગુણ નિરાકાર ઈશ્વરની તથા ગુરુની ભક્તિમાં કૃષ્ણ-ભક્તિનો મેળ ન આવાથી, સંત મીરાંનું આ પદ ગુરુ અર્જુને લીધું નહિ હોય એમ માનવાને કારણ છે:—

"कंवल नैन अपने गुन (मन हमारो), बाध रह्यो: माई।
तीखन तीर, बेधि शरीर, दूरि गयो माई।
लागयो तब जान्यो नाहिं, अब न सह्यो जाई री ॥ १ ॥
तत मत औखद करो, तौ न पीर जाई।
है कोऊ उपकार करै, कठिन दरद माई री ॥ २ ॥
निकटि हो तुम दूरि नाहिं, वेगि मिलहु आई।
मीरां गिरिधर दयाल, तन की तपत बुझाई री ॥ ३ ॥
कंवलनैन अपने गुन, बाध रह्यो: माई—"

'સિખોનો ઇતિહાસ' લખનાર પ્રો. મેકોલિફે આ પદનો કેવલ ઉલ્લેખ કરેલો છે. તેમણે અસલ પદ ઉતાર્યું નથી *

**મીરાંનાં પદોનો વર્તમાન યુગમાં પ્રચાર:**

વડોદરાના કીર્તિમંદિરમા શાન્તિનિકેતનની કલાશાલાના આચાર્ય શ્રી. નંદલાલ બોઝે 'મીરાચરિત'ના ચિત્રો ભીંત પર આલેખ્યા છે: તે સાથે તેમા મીરાંબાઈની 'બાની' પણ તેમણે અંકિત કરેલી છે. એ પદો ખૂબ પ્રસિદ્ધ છે: (૧) 'મેરે તો ગિરધર ગોપાલ'— (૨) 'તુમ્હરે કારણ સબ સુખ છડિયા'—(૩) 'મ્હાને ચાકર રાખોજી' તથા (૪) 'મ્હારે જનમ જનમ કે સાથી:' (૫) 'જૂનું થયુ રે, દેવલ જૂનું થયું: મ્હારો હંસલો નાનો ને દેવલ જૂનું થયું'

* પતિયાલાની મહેન્દ્ર કૉલેજના 'ઇતિહાસ'ના તથા 'ગુરુમુખી ભાષા'ના પ્રોફેસર પ્રીતમ સિંઘ, એમ એ —એમણે ઉપરની હકીકત સાથે, મીરાનું પદ, મને તા ૧૮-૧૦-'૫૧ના પત્ર દ્વારા મોકલ્યું હતું તે માટે તેમનો હું ઋણી છુ

ફક્ત છેલ્લું પદ ગુજરાતીમાં છે: આવી સાર્વજનિક જગામાં સ્થાન મેળવવાથી આ પદો જનતામાં સારો પ્રચાર પામશે: જેમ, મીરાંના 'સંગીત ચિત્રપટ'માં પણ મીરાંનાં અસલ પદો, 'મદ્રાસ-કોકિલા' સુબ્બલક્ષ્મીદ્વારા તેટલાં જ લોક-ઝીલાતાં થયાં છે.

મીરાંનાં પદોને નવા યુગમાં પ્રચારમાં લાવવાનું સૌભાગ્ય પ્રસિદ્ધ બંગાળી ગાયક અને નાટ્યકાર દ્વિજેન્દ્રલાલ રોયના પુત્ર દીલિપકુમાર રોયનું હતું. મહાત્મા ગાંધીજી સમક્ષ પણ એમણે ઘણાં પદો ગાઈ સંભળાવ્યાં હતાં. ગાંધીજીપ્રેરિત 'આશ્રમ ભજનાવલી'દ્વારા પ્રચલિત થતાં મીરાંનાં પદોને પણ અહીં સંભારવાં ઘટે છે. 'ગીતાપ્રેસ'નો 'ભજનસંગ્રહ'—ભાગ ૩, કેવલ મીરાંનાં પદોને જ રજૂ કરે છે.

દિલ્હીના પ્રસિદ્ધ 'બિરલામંદિર'ના ઉપરના માળ ઉપરની ભીંત ઉપર વેદ, સ્મૃતિ, ભાગવત, ગીતા વગેરે જેવા સંસ્કૃત ધર્મગ્રંથોમાંથી અવતરણો લખાવેલાં છે: તેવી જ રીતે 'સંતબાની'નો વિભાગ પણ ત્યાં વિસારવામાં આવ્યો નથી. સંત કબીર, રવિદાસ (રૈદાસ), સૂરદાસ, સુંદરદાસ, નરસિંહ મહેતા, મીરાંબાઈ તથા સહજોબાઈનાં ભજનો પણ ત્યાં ઉતારેલાં છે,

મીરાંનાં ત્રણ પદો 'બિરલામંદિર'ની ભીંત ઉપર લખાવેલાં છે:

(૧) 'હરિ! તુમ હરો જન કી ભીર.'

(૨) 'હરિ! મેરે જીવન પ્રાન-આધાર' તથા

(૩) 'રામનામ રસ પીજૈ, હો મનુવા, રામનામરસ પીજૈ.'

છેલ્લું પદ આખું આપીયે:—

"તજ કુસંગ સતસંગ બૈઠ, નિત હરિચરચા સુન લીજૈ:
કામ ક્રોધ મદ લોભ મોહકુ, બહા ચિત્તસે દીજૈ:
મીરાંકે પ્રભુ ગિરધર નાગર, તાહિ રંગમેં ભીજૈ.
—હો મનુવા! રામનામરસ પીજૈ."

---

२

# મીરાંબાઈ–ભક્તિની ભૂમિકા

## હિંદમાં ભક્તિયુગ :

વિક્રમની પંદરમી અને સોળમી સદીના લોકજીવન ઉપર વૈષ્ણવ-ધર્મના પ્રભાવબળે અદ્‌ભુત અસર કરી છે. ચૈતન્ય મહાપ્રભુજીના જીવન-રંગથી બંગાળનો લોકસમાજ નવા રંગે રંગાતો હતો. ઉત્તર ભારતમાં વલ્લભાચાર્ય અને હિતહરિવંશની જીવનપ્રતિભા જનતાનું આંતર જીવન પલટી રહી હતી. વૈષ્ણવધર્મના પુનરુત્થાનકાળની આ સમર્થ ત્રિપુટીએ, કૃષ્ણભક્તિનો સ્રોત વહેવડાવ્યો. તેમાં પૂર્વ અને ઉત્તર ભારતનું સમસ્ત લોકજીવન ભીંજાયું અને પાવન થયું : એ ભક્તિપ્રવાહના નીર દેશ-ભરમાં ફરી વળ્યા.

વૈષ્ણવમતની ચાર મુખ્ય શાખાઓ—મધ્વ, વિષ્ણુસ્વામી, નિંબાર્ક અને રામાનુજમાં રામ અને કૃષ્ણની ઉપાસના ઉપદેશાઈ: ચૈતન્યે રાધાકૃષ્ણ ભક્તિને પ્રધાન બનાવી; નામસંકીર્તનને ઉપાસનાનું મુખ્ય અંગ બનાવ્યું : અને એમણે બંગાલ અને જગન્નાથપુરીમાં રહી, ગૌડીય વૈષ્ણવ સંપ્રદાય શરૂ કર્યો

વલ્લભાચાર્યની બાલકૃષ્ણની ભક્તિ ઉત્તરમાં, ખાસ કરીને વ્રજ-ભૂમિમાં, અને ક્રમે ક્રમે પશ્ચિમ હિંદમાં લોકપ્રિય થઈ. વલ્લભાચાર્ય વિષ્ણુસ્વામી સંપ્રદાયના આચાર્ય કહેવાય છે : વલ્લભાચાર્યના વ્રજમાં, આવવાથી, વ્રજભાષામાં નવું ઓજસ અને માધુર્ય આવ્યું; અને 'પદ' નામથી ઓળખાવાતા ઊર્મિગીતોનો સ્રોત એમના 'અષ્ટછાપ'ના કવિઓદ્વારા દેશભરમાં વહી રહ્યો.

નરસિંહ અને મીરાના 'પદો' ઉપર આ ઊર્મિગીતોના ઉદ્ભવની અસર પ્રગટપણે છે સૈકાઓ પછી થઈ ગયેના દયાગામભાઈની 'ગરબીઓ'ની પ્રેરણા પણ આ કીર્તન સાહિત્યમાથી મળી હતી એમ કહેવાની જરૂર નથી

ભક્તિનો એક ધસમસતો પ્રવાહ જે દક્ષિણ તરફથી ઉત્તરમા આવી રહ્યો હતો તેને રાજનૈતિક પરિવર્તનને કારણે સૂના પડેલા લોકસમાજના હૃદયમા ફેલાવાનુ પૂરુ સ્થાન મળ્યુ રામાનુજાચાર્યે (સ ૧૦૭૩) શાસ્ત્રીય પદ્ધતિથી ભક્તિનુ જે નિરૂપણ કર્યુ હતુ એ તરફ સમાજ આકર્ષાતો હતો ગુજરાતમા સ્વામી મધ્વાચાર્યે (સ ૧૨૫૪ ૧૩૩૩) પોતાનો દ્વૈતવાદી વૈષ્ણવ સ પ્રદાય ચલાવ્યો હતો

એ તરફ પણ લોકવૃત્તિનો ઘણો ઝોક હતો દેશના પૂર્વ ભાગમા જયદેવના કૃષ્ણપ્રેમસગીતનુ ગુજન ઘણા વિરોધી બળો વચ્ચે પોતાની ચોક્કસ અસર ફેલાવી રહ્યુ હતુ એમા મિથિલાના કોકિલ કવિ વિદ્યાપતિએ પોતાનો સૂર મેળવ્યો

ઈસુની ચૌદમી સદીમા રામાનુજાચાર્યની શિષ્યપરંપરામા રામાનદ થયા એમણે વિષ્ણુના અવતાર રામની ઉપાસના પર જોર દીધુ અને એક જુદો જ સંપ્રદાય ચલાવ્યો બીજી બાજુ વલ્લભાચાર્યે પ્રેમમૂર્તિ બાલકૃષ્ણને લઈ જનતાને ભક્તિરસમગ્ન કરી આ રીતે રામભક્તિ અને કૃષ્ણભક્તિના ઉપાસકોની દ્વિવિધ પરંપરા ચાલી

## કૃષ્ણભક્તિ.

જ્યારે દક્ષિણ હિંદમા ભક્તોનુ વલણ શ્રીરામચદ્ર તરફ વળ્યુ ત્યારે ઉત્તર અને મધ્ય હિંદ અને બગાળામા શ્રીકૃષ્ણભક્તિ પ્રચલિત થઈ દક્ષિણ અને પશ્ચિમ કર્ણાટકમા શ્રી વિ ઠરૂપે એ ભક્તિ પ્રસરી રામ કૃષ્ણ હરિ વિઠ્ઠલ એ નામ જ માત્ર ભિન્ન છે પરતુ જે ભાવનાથી.

એ સર્વ પૂજ્ય છે તે તો એક જ છે. આ તર્કને પરિણામે 'ભક્તિ'-* ની ભાવના વિશેષ વિકાસ પામી. એ ભક્તિએ પરસ્પર પ્રેમનું સ્વરૂપ ધારણ કર્યું. અને તેમા સ્થૂલ ભાવના ભળી: પણ તેની વિશેષ અગત્યની અસર તો એ થઈ કે તેથી જાતિભેદની અવગણના થઈ: અને તે એટલે સુધી કે એક નીચ જાતિનો મનુષ્ય પણ ભક્તિવડે આધ્યાત્મિક ભાવનાનુ ફળ મેળવી શકે એવું લોકોના મનમાં ઠસી ગયું. ઈસુના ચૌદમા શતકના અંતમા અને પંદરમાના આરંભમા અથવા એ અરસામાં આ ભક્તિનો રંગ ગુજરાતને લાગ્યો. જેને પરિણામે કૃષ્ણભક્તિના કાવ્ય-ગ્રંથો ગુજરાતીમા લખાયા.

## નિર્ગુણ પંથનો ઉદય:

એક બાજુ પ્રાચીન સગુણ ઉપાસનાનું કાવ્યક્ષેત્ર તૈયાર થઈ રહ્યુ હતું ત્યારે બીજી બાજુ મુસલમાનોના વસવાટથી દેશમાં જે નવી પરિસ્થિતિ જન્મી તેની દૃષ્ટિથી, હિંદુ-મુસલમાન બંનેને માટે એક સામાન્ય ભક્તિમાર્ગનો પણ વિકાસ થવા માંડ્યો. આ માર્ગ, એકેશ્વર-વાદનું એક અનિશ્ચિત રૂપ લઈને તૈયાર થયો : જે ક્યારેક બ્રહ્મવાદ તરફ પણ ઢળતો અને ક્યારેક પયગમ્બરી ખુદાવાદ તરફ પણ ઝુકાવતો. આ વાદ 'નિર્ગુણપંથ' નામથી પ્રસિદ્ધ થયો.

આ વાદ તરફ ઘસડી જનારી સૌથી પહેલી પ્રવૃત્તિ થઈ તે ઉચ્ચનીચ અને જાતભાતના ભેદભાવનો ત્યાગ; અને પ્રભુની ભક્તિ માટે મનુષ્ય-માત્રના સમાન અધિકારનો સ્વીકાર. આ ભાવનાનો પ્રચાર અને

* "દેવની સમક્ષ ખડા ને ખડા રહેવુ, તેની સેવા કરવી, તેના ઉપર પ્રેમ રાખવો, તેના પ્રેમપાત્ર થવુ, તેની સાથે સંભાષણ કરવુ, તેના પ્રત્યક્ષ દર્શન કરવા, તેનું શ્રવણ કરવુ: અર્થાત્ સર્વ પ્રકારના ઉપભોગ દેવમાંથી જ મેળવવા (દેવને ભોગવવા)-એનુ નામ ભક્તિ."-'દી બ. કૃષ્ણલાલ ઝવેરીકૃત ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો', પૃ. ૨૬.

વિસ્તાર બંગાળમાં જેમ ચૈતન્ય મહાપ્રભુદ્વારા થયો, તે જ પ્રકારે મહારાષ્ટ્ર અને મધ્યદેશમાં નામદેવ અને રામાનંદજીદ્વારા થયો. એ સમયે પ્રવર્તાવેલું સૂત્ર :

"જાતિ પાંતિ પૂછે નહિ કોઈ,
હરિકો ભજે સો હરિકા હોઈ."

—આજે પણ એટલું જ સાચું છે. નામદેવ જો કે સગુણોપાસક હતા; છતાં મુસલમાનોના અત્યાચારથી પીડા પામીને એમણે 'રામ'—'રહીમ'ની એકતા સમજાવવા માટે બ્રહ્મજ્ઞાનનો ઉપયોગ કર્યો.

**કબીર :**

પરંતુ નિર્ગુણમાર્ગના પ્રથમ પ્રવર્તક તરીકે તો કબીરસાહેબનું જ નામ આવે છે. કબીરસાહેબે એક તરફ રામાનંદજીના શિષ્ય બનીને ભારતીય અદ્વૈતવાદની કેટલીક સ્થૂલ વાતો ગ્રહણ કરી, અને બીજી બાજુ કેટલાક સૂફી ફકીર અને ઓલિયાઓ પાસેથી સૂફીધર્મના સંસ્કાર પણ ઝીલ્યા! એટલે એમની વાણીમાં કેટલેક ઠેકાણે અદ્વૈતવાદની ઝલક મળે છે અને કેટલેક ઠેકાણે સૂફીઓના પ્રેમતત્ત્વની અને ક્યાંક પયગમ્બરી ખુદાવાદની અસર પણ દેખાય છે.

એટલે એમનું લક્ષ્ય એવી સામાન્ય ભક્તિનો પ્રચાર કરવા તરફ હતું જેમા હિંદુ મુસલમાન બન્ને સાથ દઈ શકે.* એટલે જ એમણે સંપ્રદાયનો પ્રચાર ન કરતાં, શુદ્ધ ઈશ્વરપ્રેમ અને સાત્ત્વિક જીવનનો પ્રચાર કરવાનો હેતુ રાખ્યો હતો. આ રીતે, દેશમા સગુણ અને નિર્ગુણના નામથી ભક્તકવિઓની બે ધારાઓ વિક્રમની પંદરમી સદીના અંતભાગથી માંડીને સત્તરમી સદીના અંત સુધી સમાન્તરે વહી રહી હતી. મીરાંના કેટલાંક પદોમાં નિર્ગુણ ભક્તિની સ્પષ્ટ છાયા જોઈ શકાય છે.

---

* "કાવ્યોદ્વારા જ લોકહૃદયમા પ્રવેશ કરી શકાય : આપણો કબીર-પંથ એ 'કાવ્યપંથ—ભજનપંથ' છે."—શ્રી. રમણલાલ દેસાઈ.

## પશ્ચિમ હિંદમાં ભક્તિમાર્ગનો પ્રચાર

પશ્ચિમ રાજસ્થાન તથા સોરઠ અને ગુજરાતમા પણ ભકિતમાર્ગનો પ્રચાર હતો અને રામાનંદની બહુ વ્યાપક અસર આ પ્રદેશ પર થઈ ચૂકી હતી * ગુજરાત અને મારવાડમા ઈસુની ૧૪મી સદીમા જ કૃષ્ણભકિત વ્યાપક હતી, અને એના જ સુપરિણામ, ૧૫મી અને ૧૬મી સદીના આપણા ગુજરાતી કવિઓ–નરસિંહ, કેશવદાસ, ભાલણ, જનાર્દન, વીરસિંહ, ભીમ, મીરા વગેરે વૈષ્ણવ કવિઓ–ની કૃતિઓમા નિહાળીએ છીએ

કૃષ્ણભકિત ગુજરાતમા નરસિંહ મહેતા થયા તેના સૈકાઓ પહેલા વ્યાપેલી હતી, અને પશ્ચિમ ભારતમા દ્વારકાનુ યાત્રાધામ પુરાણકાળથી જ નહીં પણ ઐતિહાસિક કાળથી પણ પ્રસિદ્ધ એવા ચાર ‘ ધામ ’માનુ એક ‘ ધામ ’ અને સાત ‘ મોક્ષપુરી ’માની એક મોક્ષપુરી હતી એટલે આખાયે ભારતના ખૂણેખૂણામાથી હજારો યાત્રાળુઓ અને પરકમ્મા વાસીઓ ત્યા આવતાજતા હોય એ સ્વાભાવિક છે

દ્વારકામા શકરાચાર્યનો ‘ શારદામઠ ’ છે અને આ પીઠના શકરાચાર્ય પણ ‘ નમો નારાયણ ’ કહી વિષ્ણુની ભકિતને ઉપદેશતા હતા કારણ કે નારાયણને એ ‘ પરમગુરુ ’ કહે છે દ્વારકા ઉપરાત સોરઠમા બીજુ તીર્થ શ્રીકૃષ્ણના તિરોધાનનુ સ્થળ પ્રભાસપાટણનુ છે આટલા ઉપરથી પણ ગુજરાતસૌરાષ્ટ્રમા વૈષ્ણવધર્મ ક્યારથી ઉદય પામ્યો

* જુઓ શ્રી મુનશી — *Gujarat and its Literature* p 116
Ramananda s influence in Gujarat was wide spread in later half of the 14th and the 15th century It taught the learned not to spurn the lowly and illiterate but to work with and for them through the medium of their own language

એવો પ્રશ્ન જ ઉદ્ભવવો જોઈતો નહોતો; છતા ગુજરાતમા ભક્તિની જ્વાલાઓ ક્યાથી આવી તે સંબંધમા ગુજરાતી લેખકોએ ખૂબ ઊહાપોહ કર્યો છે

## ગુજરાતમાં ભક્તિની જ્વાલા ક્યાંથી આવી ?

ગોવર્ધનરામ ત્રિપાઠીએ ઈ સ.'૧૯૦૫મા પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખસ્થાનેથી કહ્યુ હતુ કે, "ગુજરાતના આદિકવિઓ—નરસિંહ અને મીરાબાઈ—મા ભક્તિની જ્વાલાઓ આપોઆપ પ્રગટી છે, બહારના કોઈ પ્રેરકની, 'નવા ધર્મના પ્રવર્તકોની' સહાય વિના, એમના હૃદયમાથી સ્ફુરી છે "

આ પહેલા ઈ સ. ૧૮૯૫મા એમણે "Classical Poets of Gujarat"ના અંગ્રેજી વ્યાખ્યાનમા કહ્યુ હતુ કે "(નરસિંહ મહેતા અને મીરાબાઈના સમય વિષે) એમ લાગે છે કે ભક્તિના આ નવા માર્ગના પ્રવર્તકો ગુજરાતમા પણ ભ્રમણ કરતા હતા• અને જે માર્ગે મીરાબાઈના સાધુ જીવનની ભાવનાની સાથે સાથે જ શ્રીકૃષ્ણની રાસલીલાની ભાવના પણ પોષાઈ તે ભક્તિમાર્ગે, અપ્સરાના પ્રદેશ જેવા મનમોહન કૃષ્ણના સ્વપ્નદર્શન કરાવી, તેણે લોકોના મન હરી લીધા હતા•"

આમ ગુજરાતમા જ જન્મેલી કૃષ્ણભક્તિની જ્વાલા સાંપ્રદાયિક સાધુઓની આવજાથી સતેજ રહેવા પામી હતી *

* આ વિષયમા ગોવર્ધનરામભાઈ પછી નીચેના વિદ્વાનોએ ઉપરના મત સંબંધી ઊહાપોહ કર્યો છે.

(૧) આનંદશંકરભાઈ 'વસંત' માસિક ('કાવ્યતત્ત્વવિચાર,' પૃ ૨૫૬-૨૭૯)

(૨) અંબાલાલ જાની 'હરિલીલા ષોડશકલા'નો ઉપોદ્ઘાત

(૩) કનૈયાલાલ મુનશી 'ભક્તિમાર્ગ અને ગુજરાતી સાહિત્ય' તથા

## સંતપરંપરાનું કાર્ય :

ઈસવી સનના પંદરના શતકમા કવિત્વ અને સાધુત્વ બન્ને જોરમાં હતાં. તેથી સંતોનો અને કવિઓનો જુદો વર્ગ પાડવો મુશ્કેલ છે. ઘણુ-ખરા કવિ હોઈને સંત, અને સંત હોઈને કવિ હતા. તેમના ચરિત્રો અદ્‌ભુત ચમત્કારોવાળા હોય છે. એ ચમત્કારોને ખરા માનવા કે ખોટા—એ જેના તેના વિચાર અને અનુભવની વાત છે : પરંતુ સંત અને કવિ વચ્ચે અભેદ હોવાથી આ સમયની કવિતાનુ એકદર સ્વરૂપ વૈરાગ્યશીલ, ભક્તિપોષક તથા પરમાર્થસાધક જણાય છે : સંતો અને કવિઓ જબરા ઉદ્યોગી અને શ્રમ વેઠનારા હતા. ઘણાખરાએ હિંદુસ્તાનની બધી યાત્રાઓ કરી હતી. આ પ્રમાણે, યાત્રા કરવી એ મોટુ પુણ્ય અને જિંદગીનુ સાફલ્ય મનાયેલું હોવાથી, ગમે તેવી અડચણ હોય તોપણ તેની પરવા ન કરતા તેઓ યાત્રા કરતા.

આ યાત્રા એટલે હિમાલયના શિખરથી પૂર્વપશ્ચિમ બાજુએ થઈ છેક દક્ષિણ સુધી ફરવુ તે : આ પ્રવાસમા અનેક સાધુઓ મળતા; અનેક વાતો જાણવામા આવતી અને અનેક દેશાચાર તથા રીતરિવાજ નજરે પડતા. વળી જુદા જુદા સ્થળોની દેશસ્થિતિ તેમને જણાતી. પોતાની પહેલાના કવિઓના ગ્રંથો ઘણે ભાગે તેઓ જાણી લેતા ટૂંકામાં, એ લોકો યાત્રાદ્વારા બહુશ્રુત બનતા. યાત્રાનિમિત્તે બધા લોકોમા ભળી જવાની અને દરેક પ્રકારની માહિતી મેળવવાની અપૂર્વ સંધિ આ સંત-મંડળોને મળતી. જુદા જુદા સ્થળોના કવિઓની કવિતા તથા સાધુઓના ઉપદેશ, કીર્તનો, ભજનો અને નિરૂપણો આ યાત્રિકોને સાંભળવાને મળતા;

(૪) નરસિંહરાવ દિવેટિયા 'વસનજી વ્યાખ્યાનો,' પૃ. ૪૨, વ્યાખ્યાન ૩જું.

(૫) દુર્ગાશંકર શાસ્ત્રી. 'વૈષ્ણવધર્મનો ઇતિહાસ'.

(૬) ડૉ. નોશીરવાન જ્યૂથી : 'Vaishnavas of Gujarat'.

(૭) કેશવરામ શાસ્ત્રી : 'કવિચરિત્ર,' ભા. ૧.

અને અન્ય ભાષા શીખીને તેમાના ઉત્તમોત્તમ વિચારો, ભાવનાઓ અને દૃષ્ટાન્તો મેળવી લઈ, તેઓ તે બધુ સ્વદેશમાં અને સ્વભાષામાં લાવતા.

આ યાત્રાળુ-સંતો સઘળા પ્રકારના અનુભવનો ભંડાર હતા અને તેઓ પોતાની મધુર લોકભાષાદ્વારા, આ જ્ઞાનભંડાર દેશેદેશ ફેલાવતા. રેલવે–મુસાફરીનો નવો જમાનો શરૂ થતાં પહેલાં, આ સાધુસંતો અને ભક્તકવિઓ જ લોકોના ખરા શિક્ષક અને ઉપદેશક હતા; અને એ જ કારણથી લોકો પર તેમની ઘણી અસર રહેતી : અને લોકો પણ ભાવિક હોવાથી સાધુસંતોને બહુ માન આપતા.

## મીરાંની સંત-પરંપરા :

સંતોને આપણે ' કવિભક્તો ' કહેવા જોઈએ : ખાસ કરીને રામાનંદ અને કબીરસાહેબની વાણીની અસર તળે આવેલા એ સંતો નરસિંહ અને મીરાંના અનુગામીઓ હતા. લોક-સેવાને બદલે સાહિત્ય-સર્જન, એ તેમનો આત્માનંદનો મનપસંદ વિષય હતો. ઊર્મિનો આવેશ અનુભવી, અપાર્થિવ મસ્તી–ecstasy–મા ચડી જઈ, એ ભજનિકો કાવ્યો કરતા. અલખ, અગમ, ગગન-જ્યોત, બ્રહ્મ-ઝાલરી વગેરે તત્વોનું ચિંતન કરનારા એ સંતો નિર્ગુણના ગાનારા હતા : એમાં બધા જ કાંઈ સાચું ચિંતન કરનાર ન હતા : શાબ્દિક અનુકરણ કરનારા પણ હતા. અગમનિગમની ન સમજાય તેની ઘણી વાતો તેઓના કાવ્યોમા ઊતરતી. એ પોતે પણ કદાચ સ્પષ્ટ ન સમજે એવી નિગૂઢ શબ્દ-રચના તેઓ કાવ્યમા આણતા; છતાં એમની કવિતા એકલા શુષ્ક વૈરાગ્યની નહોતી.

## ભજનિકોનાં ભક્તિનાં પદો :

જીવનની અસારતાના જ એ નર્યાં કલ્પાંતો નહોતાં; પરંતુ એમા એમના આત્માની સમાધિના સૂર પ્રધાનપણે સંભળાતા. બ્રહ્મના ભેટ પામવાની તાલાવેલીના, વિરહાકુલ ગોપીના, તેમજ સૂફી ફિલસૂફીના સૂરોનું એમા એકીકરણ હતું. આ સંતોનાં કાવ્યોમા કોઈ પંથનો

આગ્રહ નથી હોતો : કોઈ એક દેવતાની સ્તુતિ હોતી નથી: પરંતુ શરણાગતિ, મસ્તી, આનંદ-ઉદ્રેક ને પ્રભુવિરહના ભાવો તેમાં ગવાયા હોય છે. જીવનની લોલુપતા, સ્વાર્થાંધતા, રૂઢિગત પૂજનભજનની સંકુચિતતા, ધાર્મિકતાનો બાહ્ય આડંબર, ભેદભાવ, જડતા વગેરે ઉપર પ્રસંગ આવ્યે, આ ભજનિક સંતો મર્મપ્રહારો કરવાનું ચૂકતા નથી. સાથે સાથે ગુરુભક્તિ પણ તેમનામાં સવિશેષ હોય છે.

### ભક્તિજ્ઞાનના કુશળ વ્યાપારી :

આ સંતોના સંઘમાં કેટલાક ઉદ્યમવંત ઘર સંસારીઓ હોય છે: કેટલાક ઘરસંસારી છતાં સંસારવ્યવહાર ત્યજીને વસ્તીની સહાય પર રહેનારા હોય છે. સંસારી છતા ભેખધારી આ સાધુ-સંતો, સમગ્ર ભારતવર્ષમા પ્રસિદ્ધ એવા રામાનંદ, કબીર, મીરા, નાનક વગેરેની 'વાણી' દ્વારા ફેલાયેલા સંગીન ભક્તિ-જ્ઞાનના પરચૂરણિયા વ્યાપારી જેવા હતા આ સંતો મહાન તત્ત્વચિંતકોના ઉપદેશોને લઈ, ગામેગામ પહોચી જતા; અને જાણે કે પોતપોતાની નાની હાટડીઓ માંડીને, સરલ વાણી વાટે, ધર્મનું જ્ઞાન ઘેરેઘેર પહોચતુ કરી દેતા મીરાના ભજનો આમ દેશભરમા ફેલાયા છે તેનું શ્રેય આ સાધુ-સંતોને ફાળે જાય છે વર્તમાન ગુજરાતી ભાષાના થઈ ગયેલા મીરાના ભજનો, આ માર્ગે જ ગુજરાતમા વ્યાપી રહ્યા છે.

### મીરાંનો ભક્તિ-સંપ્રદાય :

ડૉ. આનંદશંકર ધ્રુવ લખે છે કે: "અમે મીરાંનો ચૈતન્યસંપ્રદાયના સાધુઓ સાથે સમાગમ થયેલો સંભવિત માનીએ છીએ: પરંતુ એમનામા ભક્તિની જ્વાલા પ્રગટ કરનારી શક્તિઓરૂપે તો જયદેવ અને રામાનંદને માનીએ છીએ." ('કાવ્યતત્ત્વવિચાર' - નરસિંહ અને મીરા, પૃ. ૨૬૧): એટલે મીરા ભક્ત હતા એ ખરું. પરંતુ તે કયા સંપ્રદાયના ભક્ત કે સેવક હતા તે કહી શકાતુ નથી. જો કે ભવિષ્ય-

*મહાપુરાણ તેમને મધ્વાચાર્યમતે સ્થિતા* । ( મધ્વાચાર્યના મતની હોવાનું ) કહે છે કેટલાક તેમને રામાનન્દના શિષ્ય રૈદાસની શિષ્યા માને છે. મીરાબાઈ વૈષ્ણવ હતા અને શ્રીમદ્ભાગવતમા પ્રતિપાદન કરેલી અનન્ય કૃષ્ણભક્તિમા લીન હતા એટલું તો ચોક્કસ

કેટલાક પાશ્ચાત્ય લેખકો (પ્રો વિલ્સન અને ડૉ મેકનિકલ) એમણે 'મીરાબાઈનો પથ' હતો એવો ઉલ્લેખ કર્યો છે, પરતુ મીરાબાઈએ પોતાનો કોઈ સપ્રદાય ચલાવ્યો નથી અને કોઈને શિષ્ય બનાવ્યો નથી * પોતે કેવલ અનન્ય ભક્ત હતા • તેથી તેમને 'સપ્રદાય'ના ઝઘડામા પડવાની જરૂર નહોતી વલ્લભાચાર્યના 'પુષ્ટિ સપ્રદાય' નામથી ઓળખાતા વૈષ્ણવ પથમા પણ મીરા ન ભળ્યા • તેથી તેમનો કેટકેટલો તિરસ્કાર અને અવગણના થયા હતા તે સાપ્રદાયિક 'ચોરાસી' અને 'બસોબાવન' વૈષ્ણવોની વાર્તામાથી જાણી શકાય છે તેનો ઉલ્લેખ ઉપર કરેલો છે

મીરાની કૃષ્ણ પ્રત્યેની ભક્તિ, પ્રપત્તિ અને શરણાગતિ કોઈ સાકડા પથ કે સપ્રદાયના વાડામા પુરાયેલા નહોતા એમની ભક્તિના નીર તો દેશભરમા વહેનારા અને લોકહૃદયને પાવન કરનારા હતા કોઈ કુડના પાણી જેવા એ, ભક્તિજલ બધિયાર નહોતા

નરસિંહ મહેતાનુ એક ભજન છે કે—

"સન્તો ! અમે રે વહેવારિયા શ્રી રામનામના,
વહેપારી આવે છે બધા ગામગામના—"

—એમ મીરાનો પણ 'રામનામ-વહેપાર', હતો અને એ વહેપારમા

* સરખાવો, 'લોકોક્તિ' —

"નારા રહેંગે નામસો સુનો સયાને લોય !
મીરા સુત જાયો નહી, શિષ્ય ન મૂડયો કોય"

સંતસાધુઓ વહોરતિયા હતા: જ્ઞાન અને ભક્તિની નિર્મળ પોઠોને લઈ જનાર–લાવનાર હતા. તેમની વણઝારદ્વારા મીરાંનાં ભજનો દેશપરદેશ પહોંચી જતાં હતાં.

મીરાંએ પોતાનાં પદોમાં કોઈ નવો સિદ્ધાંત પ્રતિપાદન કર્યો નથી: કે કોઈ મતનું ખંડનમંડન પણ કર્યું નથી. છતાં, મીરાંની જેમ બાલપણમાં વૈધવ્ય પામેલી અને તેથી મીરાંની પેઠે ગાતી, અને કૃષ્ણભક્તિમાં જીવન ગાળતી એવી, ભક્તસ્ત્રીઓને 'મીરાંબાઈ' થઈ ગયાનું કહેવામાં આવે છે ખરું. *

* આ સાથે સરખાવો, 'સતી થવું' પદનો ધ્વન્યાર્થ: દક્ષ પ્રજાપતિની પુત્રી સતી મહાદેવને પરણ્યાં હતાં; તેમને પિતાએ પોતાને ત્યાંના યજ્ઞપ્રસંગે બોલાવ્યાં નહોતાં: છતાં પિતાને ઘેર જવામાં શો વાંધો?–એમ માની, શિવગણ સાથે એ ગયાં. કોઈએ તેમને સત્કાર્યાં નહીં: બોલાવ્યાં નહીં: તેથી સ્વમાન સાચવવાની ખાતર સતી યજ્ઞમાં પડયાં અને બળી મર્યાં! તેથી 'સ્વમાન ખાતર જીવ આપવો'–એવો અર્થ તેમાં ભળ્યો અને 'સતીવત્ આચરણ કરવું' તેને 'સતી થવું' કહે છે: તેમ 'મીરાંબાઇ થવું'માં પણ એવો ધ્વનિ રહેલો છે કે મીરાંની જેમ 'બાલાજોગન' રહેવું.

# મીરાંબાઈ–કવિતાનો સંદેશ

## મીરાંનું જીવન અને કવન :

'મીરાંની કવિતા અને જીવનને એકબીજાથી જુદાં ન પાડી શકાય. એમના જીવનરસના નિર્ઝરણમાંથી એમની કવિતા બની છે. એમના કવિતાના રસપ્રવાહમાંથી એમનું જીવન રચાયું છે. અને એ બન્ને–એમનું જીવન અને એમની કવિતા—એકબીજામાં એટલાં બધાં ઓતપ્રોત છે કે એમને છૂટાં પાડતાં બન્ને અતિ સામાન્ય બની જાય.)

"બાલપણથી જ મીરાંનું મન સંસારમાં રાચેલું નહોતું. અસંત પ્રણયભાવનાના વેગથી એમની આતરવૃત્તિ રંગાયેલી હતી. આ વૃત્તિ ભક્ત પિતામહને ત્યાં બાળપણમાં પોષાઈ. વૈધવ્યે એને જીવનમાં વણવાની તક આપી: મહારાણીપદ અને રાજકુળે એમના સંસ્કારો વિકસાવ્યા; અને પ્રતિકૂલતાઓ સામે ઝઝૂમતાં ટકવાની તાકાત અને માનેલા આદર્શનો સાક્ષાત્કાર કરવાનો ઉત્સાહ આપ્યો; અને આ બધાના પરિણામે એમના વિકાસ પામેલા વ્યક્તિત્વે આદર્શની પાછળ આત્મસમર્પણ કરી ચિરંજીવતા મેળવી."* –('મીરાંબાઈ–એક દૃષ્ટિ:' સૌ. લીલાવતી મુનશી.)

* કોઈ પણ ભજનમંડળી મીરાંબાઈનાં પદ વગર લૂખી અને સૂની પડી જાય છે. સરખાવો, શ્રી ચંદ્રવદન મહેતાએ 'રતન' નામના કથા-કાવ્યમાં કરેલું ભજનમંડળીનું વર્ણન —

"સજીવન કરે વળી રસ ઉમંગથી કંઈ કો,
દયા, પ્રીતમ કે કબીર, નરસૈં, 'મીરાં કે પ્રભુ'"

## મીરાંના જીવનની લોકપ્રિયતા :

" મીરાંબાઈની લોકપ્રિયતાનાં એક નહીં પણ અનેક કારણો છે : લોકો પોતે ઘણી સામાન્ય રીતે જીવે છે, પણ કોઈકના જીવનની અદ્ભુતતામાં એમને ઘણો રસ પડે છે : અને તેમાં યે આ તો સ્ત્રીજાતિ, રાજકુળમાં જન્મેલી, મહારાણીપદને માટે નિર્માયેલી–એવી સ્ત્રીનો જાદુ લોકહૃદય પર કેમ ન ચાલે? એનો પ્રતાપ ગિરધરલાલના સાક્ષાત્કાર અને ચમત્કાર કરવાની માન્યતા પર રચાયો છે. એમની શ્રદ્ધાની અવિચલતાથી એમનો પ્રભાવ ફેલાયો છે. ઉપરાંત પ્રવાસને લીધે એમનું લોકભાષાજ્ઞાન વધ્યું અને કવિતા રચવાની એમની શક્તિએ એમને ઘણા પ્રાન્તોમાં પરિચિત કર્યાં. હજારો વર્ષોથી આર્યહૃદયને આકર્ષનારો કહાન અને તેથીયે સનાતન એવો કૃષ્ણનો પ્રેમ એમણે પ્રિયતમ–ભાવે ગાયો; અને તે યે પંડિતાઈનું પ્રદર્શન કરવાને નહીં, પણ લોકોના નિત્યજીવનના પ્રસંગોમાં રસિકાનો ઉમળકો પૂરીને. મીરાંની લોકપ્રિયતાનાં આ બધાં કારણો છે. "–( ' મીરાંબાઈ–એક દૃષ્ટિ : ' સૌ. લીલાવતી મુનશી. )

સૂરદાસ તથા મીરાંબાઈ–બન્નેની કૃષ્ણભક્તિનો આધાર ' ભાગવત ' તથા ' ગીતગોવિંદ ' પર છે; છતાં મીરાંનાં પદોમાં એક વિશેષતા છે. પોતાના ઇષ્ટદેવને ભક્તિની અંજલિ આપવા માટે સૂરદાસે ગોપીઓનો આશ્રય લીધો છે; પરંતુ મીરાંને એવા કોઈ માધ્યમની જરૂર પડી નહોતી; કારણકે મીરાંના ગિરધરગોપાલ મથુરામાં કે દ્વારકામાં વસતા નહોતા : એ તો એમના હૃદયમાં જ વસી રહ્યા હતા : આને લીધે મીરાંની કવિતામાં વ્યક્તિત્વની ઊંડી છાપ પડી છે. હૃદયના સાચા ઉદ્‌ગારો હોવાને લીધે, એ કવિતા ભાવભરેલી પણ બની છે. તેથી જ એ કહે છે : "બસો મેરે નૈનનમેં, નંદલાલ ! "

## મીરાં–સખી લલિતાદ્વારા ઊતારેલાં પદ :

મીરાંબાઈ મેડતા છોડીને વૃંદાવન તરફ ચાલ્યાં ગયાં ત્યારે કૃષ્ણ-

ભક્તોનો એક મોટો સમૂહ એમની સાથે થયો હતો. તેમાથી એમની દાસી લલિતા તો તેમના બાલ્યકાળથી એમની સેવામા રહી હતી : અને મીરાના જીવનની ક્ષણેક્ષણની એ સાક્ષી હતી. વયમા મીરાથી સહેજ એ મોટી હતી. એને જ સંબોધનમા મીરા 'માઈ' કે 'સખિરી'–કહે છે. આમ એ દાસી હતી, પણ મીરા પ્રત્યેનું એનું વાત્સલ્ય અને સખીપ્રેમ એટલા ગાઢ હતા કે એ બન્ને એકબીજાથી જરાયે જુદા પડ્યા નહોતા.

કહેવાય છે કે એ સખીને દમનો વ્યાધિ હતો તે, વૃંદાવનમા આવ્યા પછી, નિર્મૂળ થઈ ગયો હતો. એક પદમા આપ્યુ છે કે—

"જોગ જતણુ ના મ્હારો કોઈ, સ્યામ તુમ્હારી માયા .
વૃન્દાવણરો દરસણ પાયા, કંચન હો ગઈ કાયા"

મીરા રણછોડના મંદિરમા જે દિવસે સમાધિસ્થ થયા–સમાઈ ગયા–તેની પહેલી રાતે જ, કોઈ નવપરિણીતાની જેમ શૃંગાર સજીને એ મીરાની સામે આવીને ઊભી રહી હતી; અને મીરાને છેલ્લો પ્રણામ કરી સમુદ્રની લહેરોમા એ સમાઈ ગઈ હતી; એનો અંતરાત્મા કહેતો હતો કે મીરાના જીવનની અવધિ પણ હાથવેંતમા હતી તેથી તેમનો વિરહ થતા પહેલા પોતે તેમની અગ્રેચરી બની !

આ દાસી લલિતા, મીરાના રચાતા પદોને લખીને સાચવી રાખતી હતી આ લલિતાદ્વારા લખાયેલી એક પોથી દ્વારકાધીશ રણછોડરાયના મંદિરના ભંડારમા ઘણા વર્ષો સુધી સચવાઈ રહી એ પદોની પોથીની ભાવિક જનો પૂજા કરતા હતા; અને વિવિધ ઉત્સવોના પ્રસંગે, મીરાના પદો એ પોથીમાથી ગવગવવાની પરંપરા વર્ષો સુધી ચાલુ રહી હતી. એક શ્રીમાન ભક્તે આ પોથીને કિનખાબ અને ઝવેરાતથી મઢાવી આપી હતી. લલિતાદાસીની આ વાત ગુર્જર પ્રદેશમા અનુશ્રુતિથી ચાલી આવી છે.

સત્તરમી સદીના પ્રારંભમાં ગુજરાતના કોઈ મુસલમાની સૂબાએ જ્યારે ઓખામંડળમાં આવી લૂંટ ચલાવી હતી ત્યારે દ્વારકાના જગત-મંદિરની લૂંટની સાથે, મીરાંના પદની આ પોથીને જડેલા સોના અને જવાહિરથી લલચાઈને, એ પોથીરત્નને એ ઉપાડી ગયો હતો. આ સૂબાની બીજી પેઢીએ કોઈ નાનાલાલ ભગતમલ નામનો તેમનો દીવાન થયો. તેણે સોનું તથા જવાહીર કાઢી લીધા પછી બચેલી કાગળની પોથીને, ફરીથી પાછી મંદિરમાં પધરાવી હતી.

## ડાકોરવાળી સં. ૧૬૪૨ની પોથી :

આ પ્રાચીન પોથી ઉપરથી ડાકોરના ભટ્ટજી મયાશંકર દીનદયાલ મહેતાના પૂર્વજોએ સંવત ૧૬૪૨માં નકલ ઉતારી હતી. આ પ્રાચીન પ્રતિ ૭ા" × ૩ા" ઈંચના માપની છે. એમાંની લિપિના અક્ષરો ગુજરાતી-દેવનાગરીના મિશ્રણવાળા છે: અને ભાષાનો મરોડ જૂની પશ્ચિમ રાજસ્થાનીનો છે: એમાં નથી શુદ્ધ હિંદી કે નથી શુદ્ધ ગુજરાતી: તે વખતની વ્યાપક દેશભાષામાં ઊતારેલાં આ પદ ભાષાની દૃષ્ટિએ બહુ કીમતી છે. આ લલિતા સખ્ખીનો ઉલ્લેખ ભક્ત ધ્રુવદાસરચિત 'ભક્તનામાવલી'માં થયેલો છે: જે ચોક્કસ બતાવે છે કે લલિતા નામે કોઈ સહચરી મીરાંના સાથમાં હતી:

"લાજ છાડિ ગિરિધર ભજી, કરી ન કછુ કુલ કાનિ ।
સોઈ મીરા જગ વિદિત, પ્રકટ ભક્તિકી ખાનિ ॥

લલિતા હૂ લઈ બોલી કૈ તાસોં હૌ અતિ હેત ।
આનંદ સૌ નિરખત ફિરૈ, વૃન્દાવન રસ ખેત ॥"

લલિતા ઉપર મીરાંનો ગાઢ પ્રેમ હતો એવા આ ઉલ્લેખથી ગુર્જર પ્રદેશમાં પ્રચલિત લલિતા સંબંધી અનુશ્રુતિ પર વિશ્વાસ વધે છે.

મીરાંનાં પદ આવી નિત્યપરિચિત સખી અને દાસીદ્વારા ઊતારી લેવામા આવતા હતા તે વાત માનવા જેવી લાગે છે *

### મીરાંની પદરચના :

સાદી છતા વેગવતી શૈલીમા ગૂંથેલા મર્મસ્પર્શી ભાવો, નિષ્પ્રયત્ન સંગીતવાળી કડીઓની શોભા, ટૂંકા પણ સત્યદર્શી વર્ણનોની સજીવતા અને અપૂર્વ સુકુમારતાવાળા ભાવોને વ્યક્ત કરતા વાણીના ઉચ્ચારણો —આ બધુ વાચકના તથા શ્રોતાના મન પર જબરો જાદુ કરે છે. મીરાનો શુદ્ધ અને મસ્ત પ્રેમ જગતની તુચ્છ જાળમાથી પામર હૃદયને છોડાવે છે. અને અનન્ત આનંદ અને પ્રેમથી ભરપૂર એવા કલ્પનાના આહ્લાદક પ્રદેશોમા આપણને લઈ જાય છે. આથી જ મીરાના પદો આપણા લોકહૃદયમા અમર સ્થાન પામી રહ્યા છે

### પદોનું આત્મ-લક્ષીપણુ :

મીરાના ઘણાખરા પદો આત્મલક્ષી જ છે, કારણ કે મીરાનો ઊભરાઈ જતો પ્રેમ જ તેમના પદોનો વિષય બનેલો છે કાનુડાની સાથે તેમને પ્રીતિ બંધાઈ હતી, તેથી તે સંસારીના ક્ષણિક સુખને તુચ્છકારીને પોતાનુ અખંડ સૌભાગ્ય પતિરૂપ શ્રીકૃષ્ણમા જ માનતા હતા

મીરાંને એ કૃષ્ણની 'પ્રેમકટારી' લાગી હતી તેથી તેમને 'જગ ખારો લાગ્યો' હતો તેમના મહેલમા 'હરિસ તનનો વાસ' હતો. તેમના દિયરે જ્યારે તેમને 'સાધુની સગત' છોડી દેવાનો સંદેશો કહાવ્યો

* જુઓ, હમણા જ સ્વર્ગસ્થ થયેલા પ્રો લલિતાપ્રસાદ સુકુલ, અધ્યક્ષ, હિંદી વિભાગ, કલકત્તા વિદ્યાપીઠ એમનો લેખ 'પદાવલી-પરિચય'—"મીરા-સ્મૃતિ ગ્રંથ' (૧૯૫૦), બંગીય હિંદી પરિષદ ]—જેમણે ડાકોરની સં. ૧૬૪૨મા ઊતારેલી હસ્તલિખિત પ્રતિ ઉપરથી લલિતા સખીની લોકશ્રુતિ નોંધી છે, તથા પદ ૧-૬૯ પશ્ચિમ રાજસ્થાનીની લોકભાષામા ત્યા ગવાયાં છે

જવાબમા મીરાએ રાણાને 'રાજપાટ છોડી દેવાનું' કહાવ્યુ હતુ : અને ત્યારે તેના આખરે મીરા રાણાનો 'કૂડો દેશ' છોડી, દેશપરદેશ આથડ્યા : માર્ગમા તેમને 'સંત' અને 'રામ' બન્ને મળ્યા : અંતમા લાંબી યાત્રા શ્રીદ્વારિકાની કરી : મીરાની ભક્તિ એટલી બધી હૃદયપૂર્વક, એકનિષ્ઠ અને અનન્ય હતી કે લોકોએ તેમને દ્વારકાધીશની મૂર્તિમા સમાઈ ગએલા જ કલ્પ્યા છે.

## મીરાંની કાવ્યસંપત્તિ :

મીરાબાઈની કાવ્યસંપત્તિ બહુ વિપુલ નથી · અને જે પ્રાપ્ય છે તે પણ છૂટક પદતામગ્રી રૂપે છે : લાંબા ગ્રંથ કે કોઈ સળંગ કાવ્ય એમનુ રચેલુ જાણવામા નથી)*

## 'નરસી કો માહેરો' :

'નરસી કો માહેરો' નામે એક પ્રકરણ ગ્રંથ મીરાંને નામે ચાલે છે તેમા કેટલુક તથ્ય છે. તેમના થોડાક વર્ષોના પુરોગામી એવા ગુજરાતના ભક્તકવિ નરસિંહ મહેતાની ભક્તિનુ માહાત્મ્ય તેમના સાંભળવામા આવ્યુ હોય તે તદ્દન સંભવિત છે વળી તેમનો દ્વારકાનિવાસ પણ આ હકીકતના સંભવને પુષ્ટિ આપે છે એકાદ પદમા આ પ્રભુ-અનુગ્રહનો પ્રસંગ પણ તેમણે ગાયો સંભવે છે

## 'સતભામાનુ રૂસણુ' :

બીજુ એવુ લાંબુ કાવ્ય—આધુનિક ગુજરાતી ભાષામા મીરાંને નામે ચાલે છે તે—'જાણ્યુ જાણ્યું હેત તમારું જાદવા રે લોલ 'થી શરૂ

---

* નવાઈ જેવુ છે કે લગભગ બધા જ, મીરા સંબંધી લખનારા લેખકો, 'ગીતગોવિંદની ટીકા'—જે રાણા કુંભાની રચેલી સંસ્કૃત ભાષામા છે, તેને પણ પરંપરાપ્રાપ્ત હકીકત હોય તેમ, મીરાબાઈની કૃતિ લેખી ગણાવે છે ! —અને બીજો 'રાગગોવિંદ', નામે ગ્રંથ પણ એમનો રચેલો કહેવાય છે, એમ ટાંક ઉદવા, ડૉ ગૌરીશંકર ઓઝાજીએ પણ 'ઉદેપુર રાજ્યકા ઇતિહાસ'ની અંદર ઉલ્લેખ કર્યો છે છતા કહેવુ જોઈએ કે એવા કોઈ વ્યવસ્થિત પદસંગ્રહનો પત્તો હજી લાગ્યો નથી

થતુ "સતભામાનુ રૂસણુ' એ કાવ્યનો વિષય, કૃષ્ણના દ્વારિકાનિવાસ દરમ્યાનનો છે અષ્ટપટરાણી પરણ્યાના સમયનો છે મોટે ભાગે મીરા બાઈએ ગોકુલવૃંદાવનના કૃષ્ણની લીલાઓને જ પદોમા સભારી છે છતા મીરાના પણ ઉત્તર જીવનમા થયેલા દ્વારિકાનિવાસને લીધે તેમને દ્વારકાધીશના જીવનમાથી, પત્નીએ કરેલા પ્રણયકલહનો પ્રસંગ–સ્વાધીન પતિકા–ખડિતા નાયિકાના રોષનો પ્રસગ–ગમી ગયો હોય એમા કશુ અસભવિત નથી

છતા એ 'રૂસણુ'નો ગરબીનો રચનાબધ, તથા તેનુ લમાણુ જોતા, મીરાના સમયમા–એટલે જ્યારે મુક્તક જેવા પદો રચવાની પ્રણાલિકા ચાલુ હતી તેવા વખતમા–આનો અસભવ માનવાનુ મન થાય છે વળી 'રૂસણુ'ના ગીતની છેલ્લી 'છાપ', "મીરાનો સ્વામી રે મોહોલ પધારિયા રે લોલ', એ પણ તદ્દન જુદી પડી જાય છે તે ઉપરથી એ કોઈ મીરાના અનુગામી કવિની કૃતિ હોવાનો વિશેષ સભવ રહે છે

(મીરાના પદોની ગોઠવણી

મીરાના છુટક પદોમા અનેક વિષયો સ્પર્શાયા છે છતા સૌમા પરોવાયેલો 'ગિરધર ગોપાલ'ની ભક્તિનો તતુ તેમા ઢાકયો રહેતો નથી મીરાના પદોની ગોઠવણી કરવા માટે બે સિદ્ધાતો મદદગાર થાય તેમ છે એક તો મીરાના જીવનના પ્રસંગોની સાથે સાથે જે પદો રચાયા કહેવાય છે અને સભવે છે તે તથા તેમના નિવાસના સ્થળોને અનુસરીને, કૃષ્ણ જીવનના તે તે સ્થળની લીલાઓ વર્ણવવાની સ્ફુરણા તેમને થઈ હોય એમ માનીને પદાવલીની ગોઠવણી શક્ય લાગે છે

બીજી રીતે, પદોના મુખ્ય અને ગૌણ વિષયો અને કવિની માનસિક સ્થિતિને અનુસરી પદોને "પ્રાર્થના, વિનતીરૂપ પ્રાર્થના, વિરહ વિરહ પ્રેમ, દર્શનાનદ શિખામણ અથવા ચેતાવની નિશ્ચય, નામ ૮ રટણ, ગુરુમહિમા, પ્રેમ પ્રેમાલાપ, તત્ત્વજ્ઞાન, નિર્ગુણ ભક્તિ'–એ

જેવું સંપાદન તથા સંસ્કરણ પ્રેમાનંદના વખતમાં વિસ્તૃત સ્વરૂપે થયું હતું, અને પ્રેમાનંદનાં ૨૯ કડવાંના 'ઓખાહરણ'નો દયારામભાઈના સમયમાં ૯૨ કડવા સુધી જેમ વિસ્તાર થયેલો મળી આવે છે તે પ્રમાણે, આ 'મામેરુ'નું પણ થયું સંભવે છે: 'બડા માહારા'માંના* અંતભાગના ઉલ્લેખથી આ અનુમાન પુષ્ટ બને છે:—

"સોલા સેં સોલો(સં. ૧૬૧૬)નરો, વિક્રમ સંવત જાન:
ચવદાસે ઇકિયાસિયા (૧૪૮૧), શાકે શાલિવાહન—
જે ગાવે સીખે સુણે, વૈકુંઠા રો વાસ:—
હરિનામે રતનો બસે, હરિભક્તનકો વાસ.
લિખે પઢે ગાવે સુણે, કહે કહાવે કોય:—
ખાતી રતનો યું ભણે, ગઉ સહસ ફલ હોય.
સુખસારણ કૃપા કરી, સદ્‌ગુરુ દઈ સુબુદ્ધિ:—
રામરતન શિવકરણ મહ, શોધ કર્યો અતિ શુદ્ધિ.
ગ્રંથ પુરાતન આદકો, પરત મિલી મનભંજ:—
અતિ મહિનત બહુકષ્ટનેં, શોધ કર્યો ગત ગંજ.
કંઠ હુતો વાહી જિતો, મુખતેં લીયો ઊતાર:—
કછુ પદ નયે બનાય કર, અગલે દીયે સુધાર.
નયે મિલાયે અંતરે, અશુદ્ધ દીયે સબ ટાર:—
દોહા સકલ નયા ધરે, અરુ સોરઠા નવીન.
ગુનિજન-ગાયન ભક્તિ-હરિ, સબ હિ રસિક કર લીન."

આ પ્રમાણે ઉપર આપેલા લાંબા ઊતારા ઉપરથી સમજી શકાય છે કે નરસિંહ મહેતાની પુત્રીના મામેરા વખતે શામલશા શેઠે જે અદ્‌ભુત

* 'નરસિંહ મહેતા કા બડા માહારા': રચનાર સદા શિવકરણ રામરતન ઇંદોરનિવાસી (વેંકટેશ્વર પ્રેસ, સં. ૧૯૨૫): પ્રથમ રચ્યું સં. ૧૯૨૫માં, પછી પોતે જ તેનો વિસ્તાર કર્યો સં. ૧૯૪૦માં.

મદદ કરી હતી તે ભગવદ્લીલાનો પ્રસંગ મીરાંબાઈએ અવશ્ય ગાયો હશે: ખેદની વાત એટલી છે કે એ અસલ પદ હજી મેળવી શકાયું નથી; છતાં મારવાડમાં ખૂબ લોકપ્રિય બનેલા ' બડા માહરા 'માં નોંધાયેલો ઉલ્લેખ વિશ્વાસપાત્ર છે.

## મીરાંનાં પદોની ભાષા :

જન્મથી મારવાડી, લગ્ન-કારણથી મેવાડી, વૃંદાવનના વસવાટથી વ્રજવાસી અને ઉત્તરકાળમાં દ્વારકાવાસી થવાને કારણે, મીરાંબાઈના પદોમાં જુદી જુદી ભાષાની છાટ દેખાય છે. મીરાંનાં પદોની અસલી ભાષા મારવાડી રાજસ્થાની છે; અને બહુધા તે સમયના પશ્ચિમ હિંદની વ્યાપક ભાષા "જૂની પશ્ચિમ રાજસ્થાની" કહેવાય છે: જે ડો. ટેસીટોરીએ, ગુજરાતસહિત આખા પશ્ચિમ રાજસ્થાનની એક ભાષા હોવાનું, અનેક ગ્રંથસ્થ પુરાવાથી સિદ્ધ કરી બતાવ્યું છે: એ જૂની રાજસ્થાની જ ગુજરાતી તથા મારવાડીની જનની છે: રાજસ્થાની, ભાષાની ચાર 'બોલીઓ' છે. મારવાડી, જયપુરી, મેવાતી અને માળવી: મારવાડીનું જૂનું સાહિત્ય ' ડિંગલ ' નામથી પ્રસિદ્ધ છે. જયપુરી અને મારવાડી ગુજરાતી સાથે, મેવાતી વ્રજભાષા સાથે, અને માળવી બુંદેલખંડી સાથે ખૂબ મળતી આવે છે. " *

એટલે જે વખતે જૂની રાજસ્થાની ભાષા વધુ પ્રાન્તીય રૂપ લેવાની તૈયારીમાં હતી, તે જ સંધિના સમયમાં મીરાંબાઈનાં પદો રચાયાં હતાં. હસ્તલિખિત ગુટકાઓ—જે લગભગ બસેં વર્ષ જેટલા જૂના હોય છે + તેમાં ઉતારાયેલાં મીરાંનાં પદોમાં, જે વખતે મારવાડી-ગુજરાતી-વ્રજ-અને હિંદીના જુદા ફાંટા પડવાની તૈયારી હતી તેવા, સંધિકાળની

* જુઓ, બા બુ શ્યામસુંદરદાસ: રચિત "હિંદી ભાષાકા વિકાસ".

+ ડાકોરમાંથી મળેલો ગુટકો સં. ૧૬૪૨મા લખાયેલો છે. એટલે લગભગ સાડીત્રણસો વર્ષ જૂનો કહેવાય.

ભાષા સચવાઈ રહી છે. ખાસ કરીને રામાનંદી સાધુઓના નિત્યપાઠના ગુટકા તેમના "રામદ્વારા"માં રાખવામાં આવે છે: તેમાં બીજી 'સંત-બાની' સાથે, મીરાંનાં પદોની લાક્ષણિક ભાષા અસલી રૂપમાં જોવાને મળે છે.

## 'રામદ્વારા'ના ગુટકામાં નરસિંહ મહેતાનાં પદો :

આ ગુટકાઓમાંથી મીરાંનાં પદો ઉપરાંત ગુજરાતના-સોરઠના ભક્તકવિ નરસિંહ મહેતાનાં પણ કેટલાંક પદો મળી આવ્યા છે. તેની ભાષામા મારવાડી-રાજસ્થાની અને મધ્યકાલીન ગુજરાતીની પહેલી ભૂમિકાનાં ચિહ્નો સ્પષ્ટ જોઈ શકાય છે.* એટલે જ નરસિંહ-મીરાંના સમયની ભાષામાં ઘણું મળતાપણું રહેવા પામ્યું છે. મારવાડી અને ગુજરાતીનાં નિરનિરાળાં સ્વરૂપ, અકબરે ઇસ્વીસન ૧૫૮૪માં ગુજરાત પ્રાંતની સરહદ નવેસર નક્કી કરી અને દક્ષિણ રાજસ્થાન, માળવા તથા ખાનદેશના ભાગને ગુજરાતથી જુદા પાડી દીધા—ત્યારથી, અસ્તિત્વમા આવ્યાં હોય એમ જણાય છે.

"તળ ગુજરાતમા જન્મી, વસી, અને જીવન ગાળી જેણે ગાયા કર્યું" છે એવા નરસિંહ મહેતાની ભાષા પણ જ્યારે હાલની ગુજરાતી જેવી નહોતી ત્યારે, જીવનના ઉત્તરકાળમા માત્ર દ્વારકાનિવાસી બનેલા મીરાંબાઈની ભાષા 'વર્તમાન ગુજરાતી' ન હોય એમા નવાઈ નથી. છતાં મીરાના ઘણાં પદો હાલની ગુજરાતી ભાષામા મળી આવે છે તેનો અર્થ એટલો જ કે કંઠપરંપરાથી ઊતરી આવેલા પદોની ભાષા, સમયાનુસાર સ્વરૂપ બદલતી ગઈ; અને તેથી તેનું હાલનું સ્વરૂપ જ આપણને મળ્યું છે." ×

---

* જુઓ, શ્રી. મંજુલાલ મજમુદારનો લેખ "નરસિંહ મહેતાનાં પદોનો મારવાડમા પ્રચાર." [ ૧૨મી ગુજરાતી સાહિત્ય પરિષદ અહેવાલ, અમદાવાદ (૧૯૩૬)મા પ્રગટ. ]

× શ્રી. હીંમતલાલ અંજારિયા 'સાહિત્ય પ્રવેશિકા' (૧૯૨૨), પૃ. ૬.

## ભાલણનાં કાવ્યોની વિવિધ ભાષા

પરંતુ જે જે લખાણ કંઠપરંપરાથી નહિ, પણ પોથીમાં સચવાઈ રહીને ટકી રહ્યાં છે તે લખાણમાં તે તે સમયની ભાષા જાણી શકાય એવા પુરાવા તેમાં ટકી રહ્યા છે ઉદાહરણરૂપે કવિ ભાલણનાં જે કાવ્યો કંઠપરંપરાએ પ્રચારમાં આવ્યાં તેની ભાષા બદલાતી ચાલી પણ તેમની 'કાદમ્બરી'ની પદ્યકથા, લિખિતરૂપે રહેવાથી તેમાં તેમના સમયની અસલી ભાષા સચવાઈ રહી છે

## કબીરનાં મારવાડી પદોની મિશ્ર ભાષા

"કબીરનું કાવ્ય પણ એવા સમયની રચના છે જ્યારે હિંદી અને રાજસ્થાનીને જુદી ભાષા ગણવામાં આવતી નહોતી તે સમયે એક જ દેશભાષા હતી જેમાં ઉત્તર ભારતની જનતા પોતાના હૃદયભાવને પ્રગટ કરતી હતી જેને આજે 'રાજસ્થાની' કહિયે છીયે તે નામ તો પછીથી પ્રચારમાં આવ્યું છે એ સમયે ગુજરાતથી અંતર્વેદ (યુક્તપ્રાંત) સુધી એક જ દેશ–ભાષાનો પ્રચાર હતો એને પછી 'રાજસ્થાની હિંદી' કહો, 'પ્રાચીન હિંદી' કહો કે 'જૂની ગુજરાતી અપભ્રંશમાંથી રાજસ્થાનીનો વિકાસ થયો, જે આરંભમાં, ગુજરાતથી ઉત્તરપ્રદેશ સુધીના પ્રદેશની એક પ્રચલિત વ્યાપક ભાષા હતી આ પ્રાચીન સ્વરૂપમાંથી આગળ જતાં ગુજરાતી, વર્તમાન રાજસ્થાની, વ્રજ ભાષા વગેરેનો વિકાસ થયો '*

## મીરાંનાં પદોમાં વિવિધ ભાષાના શબ્દો:

મીરાંનાં પદોમાં કઈ કઈ ભાષાના શબ્દો મળી આવે છે એનું મુખ્ય કારણ એમનું તીર્થાટન તથા સાધુસત્સંગ છે દેશ દેશના સંત સમુદાય મીરાંના દર્શને આવતા હતા તેથી તેમની તથા તેમના ભજનોની

* 'राजस्थाना हिंदी और कबीर' પ્રો. સૂર્યનારાયણ પારિક, એમ. એ. પિલાની કૉલેજ, नागरीप्रचारिणी पत्रिका, श्रावण, स १९९२

ભાષા મીરાના પદોમા આવી જવા પામી હોય. તે ઉપરાંત મીરાનો સંબંધ ચાર જુદા જુદા પ્રાંત સાથે રહ્યો હતો–મારવાડ, મેવાડ, વ્રજ તથા ગુજરાતઃ મીરાની ભાષા 'પશ્ચિમી હિંદી' અથવા 'રાજસ્થાની' છે: છતાં એમાં વ્રજભાષાના શબ્દોનું ભરણું વિશેષ છે. ગુજરાતી, પંજાબી તથા ફારસી શબ્દો પણ સ્થળે સ્થળે યોજાયા છે. મીરાંના જે પદો ગુજરાતમા ફેલાયાં તેની ભાષા ઘસાઈ ઘસાઈને વર્તમાન ગુજરાતી બની. ભજનિક સંતોએ એના ગુજરાતીકરણમાં વિશેષ ફાળો આપ્યો સંભવે છે.

## પદોની ભાષા :

મીરાંબાઈનાં ભજનોમા શાન્ત માધુર્ય ભાવની સાથે રહસ્યવાદી જ્ઞાની લક્ષણ તથા લોકગીતોની સરલતા નજરે પડે છે. મીરાના પદોમા પૂર્વી હિંદી, વ્રજભાષા, રાજસ્થાની, પંજાબી, ગુજરાતી, ફારસી, ઉર્દૂ અને 'ખડી બોલી'ના પ્રયોગો પણ મળે છે.)

## 'ખડી બોલી'નાં ઉદાહરણ :

એકલી 'ખડી બોલી'ના ઉદાહરણો ગણાવિયે તો : 'સુરત કી કઠની કાછુંગી', 'એ હી ભગત કી રીતિ', 'સોના મેં સુહાગા, ભાગ અમારા જાગા', 'પૂર્વ જનમ કે ભાગ, હો ગયા અચલ સહાગ', 'સબકા મેં બોલ સહ્', 'દુરજન જલો જા અંગીઠી', 'ભજન ભાવમેં મસ્ત ડોલતી', 'ગૈલ બતા જા', 'અપણે હાથ જલા જા', 'અગ લગા જા', 'જોત મેં જોત મિલા જા', 'સબ હમારે હાથ હૈ', 'રામકે દેશ વિદેશ સંદેશ ન પહુંચે', 'જનમ જનમ કી ચેલી', 'હંસ કર નિકટ બુલાવે', 'કયા દેખૂં મુખ તેરા', 'વિરહિન હૈ બેહાલ', 'અમર લોકમેં રહના', 'પ્રેમકી કટારી હૈ', 'મતવારી હૈ', 'પ્રીતિ પ્યારી હૈ', 'દાસી તુમ્હારી હૈ', 'ઐસે વરકો કયા કરૂં, જો જનમે ઓર મર જાય ?', ઈત્યાદિ.

## ફારસી-મિશ્ર શબ્દો :

તે જ પ્રમાણે ફારસી શબ્દ મિશ્રિત પ્રયોગો પણ તેટલા જ મળે છે: જેમ કે, 'લિખુ સિલામ', 'બંદી ફ આન-જાદ', 'મહરિ કરિ માનજ્યો', 'ઐસી સૂરત', 'અબ તો મેહર કરો મુઝ ઉપર', 'સબ કસર મિટ જાઈ', 'સતગુરુ દસ્ત ધર્યો સિર ઊપર', 'બાંહ ગહેકી લાજ', 'સબ તકસીર બિસારી', 'તન મન કીન્હો પેસ', 'તન મન કરૂ સબ પેશ', 'પ્રભુજી! અરજી સુણ લો', 'સબ મતલબ કે અસરી', 'ગૂથી જુલ્ફાં કાગિયા', 'હમ ભઈ ગુલફામ લતા', 'સદ કે જાઉં'—આ પ્રકારની યોગમાર્ગી તથા નાથ સંપ્રદાય અને નિર્ગુણ-નિરંજની સાધુઓની શબ્દાવલીનુ બાહુલ્ય પણ મીરાંના પદોમા મળી આવે છે એક તરફ મુસલમાની રાજ્ય તથા બીજી તરફ સૂફીઓ, યોગીઓ તથા સંતોના અવરજવરને લીધે ખડી બોલી, ફારસી તથા યોગીઓની અગમનિગમની ભાષાનો ઘણો પરસ્પર સબંધ થવા પામ્યો હતો, અને સંતબાની એ ભાષાઓના રંગથી રંગાવા લાગી હતી

## કેટલાંક પદોનુ બનાવટીપણું :

ગોસ્વામી તુલસીદાસના દૂહા-ચોપાઈ ઉત્તર હિંદમા જેટલા પ્રસિદ્ધ છે તેટલા જ મીરાંના પદો ગુજરાત કાઠિયાવાડમા પ્રસિદ્ધ છે એનુ કારણ એમ જણાય છે કે એ જમાનામા ગુજરાતી અને રાજસ્થાનીમા હાલના જેટલો મોટો ભેદ જણાતો નહોતો *

* સરખાવો "Miran is claimed by Gujarat, Rajputana and the whole of the Mathura region. But, as during the century in which she lived, there was only one language in these parts, Old Gujarati or Old Western Rajasthani it is no wonder that her *padas* are now found in all the different vernaculars which have taken the place of that language"

—Dr I J S Taraporewala "*Selections from Gujarati Literature Vol I*," Introduction, xiii (Calcutta University, 1924)

મીરાંનાં કેટલાંક પદોમાં ભાષા-ભિન્નતા, તો કેટલાંકમાં વિચાર-ભિન્નત તો કોઈકમાં ભાવ-ભિન્નતા દેખાઈ આવે છે. આવે વખતે આ પદોના કર્તૃત્વ સંબંધી ગજબૂત વહેમ ઊભો થાય છે:

મીરાંની ' છાપ 'વાળાં બધાં પદ મીરાંનાં જ રચેલાં હશે એમ કહેવાય તેમ નથી. મીરાંબાઈને માટે લોકોનો એટલો બધો અહોભાવ અને સદ્‌ભાવ છે કે કોઈ એક નવું પદ રચીને 'બાઈ મીરાં કહે પ્રભુ'થી તેનું નામ વાળી દે તો લોકો, બીજા વિચાર વગર જ, તેને મોંઢે કરી લે છે: આવો મોહ ખરા હૃદય અને પવિત્ર આત્મા વિના ભાગ્યે જ ઉપજાવી શકાય છે. *

" મીરાંબાઈ લોકપ્રિય અને વિશેષે કરીને સ્ત્રીવર્ગમા વધુ પ્રિય હોવાથી, એની નકલ કરી પદ લખનારા ઘણા થઈ ગયા છે: અને તે બધાંણે મીરાંનાં જ રચેલા હોય એમ તેઓએ ચલાવી દીધા છે: જો આમ અનુમાન ન કરિયે તો ભાષા, વાક્યરચના, શબ્દપ્રબંધ આદિની અર્વાચીનતા તેમ જ શબ્દો અને વાક્યોની પુનરુક્તિ, જે કેટલાક એના પોતાના જ રચેલાં તરીકે માન્ય થયેલા પદોમા જોવામા આવે છે, તેનુ કારણ જડવું મુશ્કેલ થઈ પડે." ( ' ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો ', પૃ. ૩૭, ૧૯૪૮, બીજી આવૃત્તિ. )

### મીરાંને નામે પદો :

સૈકાઓ થયા મીરાબાઈની ભક્તિ-પ્રચુર કવિતાનુ આકર્ષણ ઓસર્યું નથી: અને એમણે કરી હોય તેથી યે ઘણી કવિતાઓ એમને નામે ગવાઈ

* ' સરસ્વતીચંદ્ર ' ભાગ ચોથામા, ગોવર્ધનરામભાઈએ કુસુમને મુખે મીરાંનું પદ ગવરાવ્યું છે અને એની ' છાપ 'મા કુસુમનું નામ મીરાને બદલે મૂક્યાનું પણ જણાવ્યુ છે'—એવું ઘણા પદનું બન્યુ હોય છે:

" નાથ! તુમ જાનત હો ઘટ ઘટ કી
કુસુમ ભક્તિ કરે રે પરગટકી—નાથ."

છે. કોઈ પણ સારું કાવ્ય ગમે એનું હશે, પણ મીરાંને નામે ગાવામાં લોકોને ઓર આનંદ આવે છે: મીરાંની લોકપ્રિયતાનાં મૂળ આટલાં ઊંડાં ઊતરવામાં એમનું શુદ્ધ સંતજીવન જ કારણભૂત છે)

## મીરાંના જીવનપ્રસંગોનાં પદો :

કેટલાંક પદોમાં મીરાંની ભક્ત-કથા વર્ણવવા માટે કોઈ ભજનિકે પૂજ્યભાવથી મીરાંના જીવનપ્રસંગો સંભારીને, નવાં ભજનો રચવાથી એ જન્મ્યાં હોય એમ માનવાનું મન થાય છે : ઉદાહરણ તરીકે:—

"મીરાંને પૂરવ જનમની પ્રીત રે:
નામ નહિ રે છોડું હો જી:
મીરાંને હૈડે લખેલાં હરિનાં હેત રે:
નામ નહિ રે છોડું હો જી:

(સાખી)

રાણાજીએ આપીઓ, ભૂતડાં ભેળો વાસ:
ભૂતપ્રેત નાસી ગયા, મીરાંને હરિભુવનનો સુવાસ રે—નામ૦
રાણે વિષધર મોકલ્યો, દેજો મીરાંને જઈ:
પૂજ્યો મીરાંએ પ્રેમથી, મૂર્તિ શાલિગ્રામની થઈ રે—નામ૦
ઝેરના પ્યાલા મોકલ્યા, દેજો મીરાંને હાથ:
અમૃત કરી આરોગીયા, મીરાંને રાખણહારો રઘુનાથ રે—નામ૦
રાણે રજા આપી પછી, કાઢી રાણીને કાશ:
મીરાં ચાલ્યાં મહાલતાં, બાઈને ભાવ્યો છે વ્રજનો વાસ રે—નામ૦
પાછળથી પસ્તાઈને, રાણો કહે 'કોઈ જાવ':
વેગે જઈને વીનવો, 'મીરાં: એક વાર ચિતોડમાં આવ' રે—નામ૦"

'બૃહત્ કાવ્યદોહન'ના ભાગોમાં છપાયેલાં મીરાંનાં પદોનું સૂક્ષ્મ પરીક્ષણ કરતાં શ્રી માણેકલાલ સુનારિયા 'મીરાંબાઈ'ના પુસ્તકમાં

ઘણીવાર નોંધે છે કે અમુક પદોનું મીરાંનું કર્તૃત્વ શંકા પડતું છે, અમુક ક્ષેપક છે, અમુકમાંનાં ચરણ કોઈક અન્યની કૃતિ છે, વગેરે. *

મીરાંનાં પદો હૈયાની ભક્તિના ઊછાળા મારતી ઊર્મિઓભર્યાં છે: એની સંખ્યા ઝાઝી નથી; પરંતુ એની ભારે લોકપ્રિયતાએ એમાં નકલી પદોનો ઉમેરો કરી નાંખ્યો છે. ટૂંકાં, નિર્મલ ભક્તિભાવયુક્ત અને પ્રવાહી—એ મીરાંનાં 'પદો'નાં સ્પષ્ટ લક્ષણો છે; અને એ પદોનું અસલીપણું પારખવામાં તે લક્ષણો સાહાયભૂત બને છે.

## મીરાંનાં પદોમાં આત્મચરિત્રના અંશો:

મીરાંનાં પદોમાં આત્મચરિત્રના અંશો દેખાય છે: તે બે પ્રકારના હોય છે: એક પ્રકારમાં, મીરાબાઈ પોતાની મેળે જ પોતાનો જીવનપ્રસંગ વર્ણવે છે, અથવા 'શ્રીમુખે' જે કહેલું—જેને ઉદ્દેશીને પદ રચેલું—તેનું વર્ણન 'પહેલા પુરુષ'માં કરે છે: બીજા પ્રકારનાં, આત્મકથાના અંશવાળા પદોમા, મીરાંબાઈને બદલે બીજા કોઈ સંતોએ મીરાંના જીવનપ્રસંગોને અર્ધસંવાદાત્મક અને અર્ધવર્ણનાત્મક શૈલીમાં વર્ણવેલા મળી આવે છે: આ બે પ્રકારનાં પદોને એકદમ જુદાં પાડી શકાતાં નથી: છતા જો જરા ઊંડા ઊતરીને પદનુ પૃથક્કરણ કરિયે તો બીજા સંતોની બાનીને મીરાના અસલી પદોથી જુદી પાડી શકાય છે ખરી.

## 'શ્રીમુખ'નાં પદો: 'પરચી'નો ઉલ્લેખ:

આ કસોટીથી તપાસતાં, મીરાંનાં 'સ્વમુખનાં પદ' તરીકે ચલણી બનેલું પદ—નણંદ ભોજાઈના સંવાદરૂપે—તથા આત્મચરિત્રરૂપે 'ગોવિંદ

* "રા. બા. કમળાશંકર ત્રિવેદી સ્મારક વ્યાખ્યાનમાળા: મીરાબાઈ" (૧–૯). જુઓ પ્રકરણ ૧૦મું: 'મીરાબાઈનુ કવન', પૃ. ૧૦૪, ૧૧૦, પ્રકરણ ૧૧મું: પૃ. ૧૩૫, ૧૩૬, ૧૪૪, ૧૪૫, ૧૪૬, ૧૫૦, ૧૫૧.

આ વ્યાખ્યાનોમાં 'અબ તો મેરા રામનામ દુસરા ન કોઇ,'—એ પદ સંબંધી શ્રી. સુતરિયાએ કરેલી ટીકારૂપે, 'ભાષા તથા રચના જોતાં આ પદ મીરાંનું નથી લાગતું'—એવો આપેલો તેમનો મત, ચિંત્ય જણાય છે:

પ્રાણ હમારો રે, મને જગ લાગ્યો ખારો રે'*—એ ખરેખરી રીતે, કોઈ સંતે રચેલું જણાય છે; કારણ કે એમાં ઈશ્વી કડીમાં આવતી મીરાંથી છાપ 'મીરા કે પ્રભુ ગિરિધર નાગર' કે 'મીરાં દાસી જનમ જનમની'—કે જેવું કઈ આવતું નથી: અને 'ત્રીજા પુરુષ'માં સર્વત્ર

* લોકસમાજમાં તથા પાઠશાળાના પુસ્તકોમાં પણ આ આખું પદ મીરાને નામે પ્રચલિત થયું છે: તેથી તેને, ઉપરના કથનનું પૂરું મહત્ત્વ ધ્યાનમાં આવી શકે તેટલા સારુ, અહીં આખું ઉતાર્યું છે :—

"ગોવિંદો પ્રાણ અમારો રે, મને જગ લાગ્યો ખારો રે—
મને મારો રામજી ભાવે રે, બીજો મારી નજરે ન આવે રે—
મીરાંબાઇના મહેલમાં રે, હરિસંતનકો વાસ '
કપટીથી હરિ દૂર વસે, મારા સંતન કેરી પાસ—ગોવિંદો૦
રાણોજી કાગળ મોકલે રે, 'દો રાણી મીરાને હાથ :
સાધુની સંગત છોડી દો, તમે વસોને અમારે સાથ'—ગોવિંદો૦
મીરાંબાઈ કાગળ મોકલે રે, 'દેજો રાણાજીને હાથ'
રાજપાટ તમે છોડી રાણાજી, વસો સાધુને સાથ'—ગોવિંદો૦
વિષનો પ્યાલો રાણે મોકલ્યો રે, 'દેજો મીરાને હાથ :'
અમૃત જાણી મીરા પી ગયાં, જેને સહાય શ્રીવિશ્વનો નાથ—ગોવિંદો૦
'સાંઢવાળા સાંઢ શણગારજો રે, મારે જવું સો સો રે કોસ :
રાણાજીના દેશમાં રે, મારે જળ રે પીધાનો દોષ'—ગોવિંદો૦
ડાબો મેલ્યો મેડતો રે, મીરાં ગઈ પશ્ચિમમાંય :
સરવ છોડી મીરા નીસર્યાં, જેનું માયામાં મનડું ન કાંય—ગોવિંદો૦
'સાસુ મારી સુષુમણા રે, સસરો પ્રેમસંતોષ :
જેઠ જગજીવન જગતમાં, મારો નાવલિયો નિર્દોષ—ગોવિંદો૦
ચૂંદડી ઓઢું ત્યારે રંગ ચૂએ રે, રંગબેરંગી હોય :
ઓઢું હું કાળો કામળો, દૂજો ડાઘ ન લાગે કોય'—ગોવિંદો૦
મીરાં હરિની લાડણી રે, રહેતી સંત હજૂર :
સાધુ-સંગાતે સ્નેહ ઘણો, પેલા કપટીથી દિલ દૂર—ગોવિંદો૦"

મીરાંનો ઉલ્લેખ, પદને વર્ણનાત્મક શૈલીનું બનાવી દે છે: વળી મીરાંના અસંદિગ્ધ ગણિયે એવા પદોની લંબાઈ ભાગ્યે જ–ચારપાંચ કડી અને ધ્રુવપદ–એનાથી વિશેષ હોય છે.

'મીરાં કે ભક્તોં કે ભજન' એ નામથી શ્રી. મનોહર શર્માએ (જુઓ શોધપત્રિકા, વર્ષ ૨, અંક ૪, નવેમ્બર ૧૯૫૨) મીરાસંબંધી બીજા ભક્તોએ રચેલા પદોનું વિવરણ કર્યું છે. નીચેનાં પદો તેમણે ઊતાર્યાં છે:—

"ઓ મેવાડા રાણા, પુષ્કર ન્હાવાનો ગ્હાને આ'વ છે—
પહલો લાજે કુલ સીસોદીઓ, દૂજો કુલ રાઠોડ:
ત્રીજો લાજે મેડતો, ચોથો ગઢ ચિત્તોડ—ઓ મેવાડા રાણા.
રાણો મનમેં કોપિઓ, મારૂં સેલહ ઉઠાય:
માર્યાં પિરાછિત લાગસી, દ્યો પીહર પહુચાય—ઓ મેવાડા રાણા.
મીરા ગઢ સૈં ઊતરી, ઊંટા કસિયો ભાર:
ડાબો છોડયો મેડતો, પૂગી પુષ્કર સાર—ઓ મેવાડા રાણા.
તાર્યો પીહર સાસરો, તાર્યો ગઢ ચિત્તોડ:
સીસોદિયો સમજ્યો નહીં, ધન મીરા રાઠોડ—ઓ મેવાડા રાણા."

બીજું પદ જોઈએ:—

"કાનુડા, થારી કામણગારીજી, બિરજ મૈં વાસલડી વાજી—ટેક.
મીરા ઊભી ગોખમૈં, છાપા તિલક લગાય:
બતલાઈ બોલે નહીં રાણો ગયો રીસાય—
રે મૈં ઘેલી તો–બિન, સાવરા ગિરધારી, બિરજ મે–
વિષ રો પ્યાલો ભેજિયો, દ્યો મીરા નૈ પ્યાય:
કર ચરણામ્રિત પી ગઈ, તુમ જાણો રઘુરાય—રે મૈં ઘેલી
સરપ પિટારો ભેજિયો, દ્યો મીરા કે હાથ:
માગ ગલમેં પહરિયો, તુમ જાણો રઘુનાથ—રે મૈં ઘેલી.

પગા બજાવે મીરા ઘુઘર, હાથાં મિરદંગ તાલ
ઊંચે સુરમેં ગાવતી, પદ ગાવે રિઝપાવ—રે મૈં ઘેલી
રાણા મનમેં કોપિઓ, મારું મેલ્હ ઊઠાય
મારા પિરાછિત લાગસી, પીહર ઘો પહુચાય—રે મૈં ઘેલી
મીરા બનકી એવતી, ગયો વનમેં ઊગ
સમજાયો સમઝયા નહી, લે જાતી વૈકુંઠ—રે મૈં ઘેલી

**પદોમાં આત્મચરિતના અંશ :**

નરસિંહ મહેતાની માફક મીરાના ઘણા પદો 'આ ત્મચરિત્રાત્મક' છે 'ગોવિંદો પ્રાણ અમારો રે', 'પ્રીત પૂરવની રે શું કરું ? રાણાજી !', 'મારું મનડું વીંધાણું, રાણાજી !', 'રાણાજી ' તું તો ગિરધરને મન ભાવી ', 'અમ નહિ માનું રાણા ! થારી, મૈં વર પાયો ગિરધારી '—એવી પંક્તિઓથી શરૂ થતા ઘણા પદોમાં મીરાના જીવનપ્રસંગોના, ખાસ કરીને વિષના પ્યાલા મોકલ્યા જેવી ('રાણાજી! તુમને ઝહર દીયો, મૈંને જાની '), એમની ભક્તિની તાવણીના પ્રસંગોના, ઉલ્લેખો માલૂમ પડે છે

**પદોનો પ્રધાન સૂર .**

આવા પદોમાં મીરાની અવિચલિત ગિરધરનિષ્ઠાનો લલકાર છે ભક્તિની મસ્તી અને જગનિંદાની એની બેપરવાઈ બતાવનાર 'તેને કોઈ નહિ રોકણહાર, મગન હોઈ મીરા ચાલી રે ', 'મે તો હરિગુણ ગાવત નાચુંગી ', 'મેરે તો ગિરધર ગોપાલ, દૂસરા ન કોઈ ', 'અખંડ વરને વરી, સાહેલી ! હું તો અખંડ વરને વરી ', 'મુને લેહ લાગી રે હરિના નામની રે ', 'રામ-રમકડું જડિયું ', 'બાઈ ! મેંને ગોવિંદ લીનો મોલ '—આ પદોમાં મીરાની ભક્તિનો બુલંદ લલકાર સંભળાય છે

'બોલ મા, બોલ મા, તથા 'મન રે ! પરસ હરિકે ચરન ' નહિ એસો જનમ બાર બાર ', 'રમૈયા દુસીરી ' જેવા પદોમાં ભક્તિબોધક સૂર આગળ પડતો છે

## મીરાંનાં પદોનો પ્રિય વિષય: બાલકૃષ્ણલીલા:

મીરાંના કવનનો પ્રિય વિષય બાલકૃષ્ણની લીલા છે. 'હા રે કોઈ માધવ લ્યો', 'નંદલાલ ! નહિ રે આવું,' 'કાનુડો ન જાણે મારી પીડ' જેવા પદોમા ગોપીઓના મનોભાવ પ્રગટ થયા છે; તો 'લેને તારી લાકડી, લેને તારી કામળી : વાછરું ચરાવવા નં જાઉં, માવડલી' જેવા પદોમા બાલ કનૈયાએ માતા આગળ કરેલુ લાડ મીરાં ભાવથી સંભારે છે. શ્રીકૃષ્ણની મોહક મૂર્તિનુ રૂપવર્ણન કેટલાક પદોમા ચિત્તાકર્ષક થયું છે

## પ્રાર્થનાનાં પદો :

મીરાંના ભક્તહૃદયની આરતભરી પ્રભુપ્રાર્થનાઓ, ચિરંતન ભક્તિ-સાહિત્ય બની જાય એવી છે. 'સુન લીજો બિનતિ મોરી,' 'પ્રભુજી ! મન માને જબ તાર', 'હરિ ! તુમ હરો હરિજનકી ભીર', 'શ્યામ ! મોરી બાંહલડી જી ગહો,' 'અબ મે શરણ તિહારી જી, મોહીં રાખો કૃપાનિધાન', 'પ્રભુજી ! મેં અરજ કરું છું, બેડો લગાજ્યો પાર', 'મીરા કો પ્રભુ ! સાચી દાસી બનાઓ,' 'રાખો રે શ્યામ ! લજ્જા મોરી,' 'તુમ સુણો દયાલ ! મ્હારી અરજી,' 'મ્હાને ચાકર રાખોજી', 'હરિ ! મેરે જીવનપ્રાણ આધાર,' 'બસો મેરે નૈનનમે નંદલાલ'– આવાં તો અનેક પ્રાર્થનાના પદો ભક્તસમાજમા ખૂબ જાણીતા છે.

મીરાંના કોઈ કોઈ પદમા આત્મકથા તથા સ્વાનુભાવની દર્દભરી હકીકત છે. બધી જ કવિતામા તન્મયતા અને હૃદયના સાચા ભાવની છાપ એવી પ્રત્યક્ષ અને સ્પષ્ટ છે કે તેના પદો વાચકના હૃદયને ઊંડી અસર કરી રહે છે.

મીરાંના પદોમા સ્ત્રૈણ કોમળતા અને હૃદયને હલાવી નાખે તેવો ભાવોદ્રેક, એવી મનોગત અને સ્વભાવ સરળ ભાષામા વ્યક્ત થયા છે કે વાચનારના સમાન ભાવના રણકારથી એકદમ જ અનુકંપ અનુભવે છે આવેશના ઊભરા ઉદ્દામ હોવા છતા, સ્ત્રીસુલભ સંયમને વશવર્તી રહ્યા છે. એટલે ખૂબ ઉત્કટ હોવા છતા તે ઉન્માદી બનતા નથી

**પદોનું હૃદયસ્પર્શિપણું :**

મીરાની ભક્તિ એટલી બધી હદપૂર્વક એકનિષ્ઠ અને એકાંતિક છે કે તેની છાયામાં આવનાર તલ્લીન બની જાય છે કોમળ લાગણીના આવેશભર્યાં અને આવેગભર્યાં ઊભરા, સરળ, સચોટ, શ્રવણમધુર અને સંગીતની મોહકતાથી ખૂબ અસર કરી દે તેવી ભાષા, તન્મયતાથી મસ્ત બની રહેતા ઊર્મિઓના આંદોલનો અને અખૂટ શ્રદ્ધાથી સ્વાર્પણનું પ્રસરી રહેલું વાતાવરણ—આવા આવા ગુણોથી તેમની કવિતા દીપી રહી છે

મીરાની મનોદશા આપણે સહેલાઈથી કલ્પી શકીએ પુરાણોના અપૂર્વ ભંડારો તેમણે ઉત્સાહથી ખોલ્યા હશે ગોકુલને ઘેલું કરનાર ગોપબાલની પ્રશંસા આતુર નયનોએ અને ઉછળતે હૈયે તેમણે સાંભળી હશે; સ્વપ્નસમા દિવસોમાં અને નિદ્રાવિહોણી નિશામાં ભમતું તેમનું મન તેમની કલ્પનામૂર્તિનું મનોહર મુખડું જોઈ રહ્યું હશે, તેમની ઉછળતી કલ્પનાશક્તિ તેમને હરેલ માતાઓને અને આનંદમગ્ન ગોપીઓને નાસ ખમાડતા નટખટ નટવરના ગામમાં લઈ ગઈ હશે અને જીવનાધાર શ્રીકૃષ્ણની પોતે નાનકડી, ઘેલી, વહાલી ગોવાલણ હોય એવો અનુભવ કર્યો હશે)

**મીરાંનાં કૃષ્ણભક્તિના પદો :**

મીરાંના પિતા મેડતાના નાના સંસ્થાનના રાઠોડ, પોતે ભક્ત હતા, અને તેમણે પુત્રીની સ્વચ્છંદી કલ્પનાને ઉત્તેજી આ ઘેલછાએ—એને બીજું નામ અપાય નહીં—તેમને નિરાધાર કર્યા તે માની બેઠા કે તે કૃષ્ણને વરી ચૂક્યા, અને સંસારને તેમણે પ્રણામ કર્યાં! દુનિયાની બધી વસ્તુઓ કરતાં તેમની કલ્પનાનો આદર્શ—પ્રાણથી તેમને વધારે પ્રિય હતો ચિતોડની ગાદીનો તેમને મોહ ન હતો હિંદુના મહાપ્રતાપી રાજવીના ક્રોધની તેમને પરવા નહોતી હસની દુનિયાના અપમાનોનો તેમને હિસાબ નહોતો

'તેમના પુરુષોત્તમને પૂજવા; તેમના પરાક્રમ પર વારી જવું; પોતાની જાતને તેમની પ્રિયતમા માનવી; અપૂર્વ શબ્દરચનાથી તેમની પ્રશંસા ગાવી–આમાં જ તેમના જીવનની સાર્થકતા સમાઈ રહી. આમ, કલ્પના-મૂર્તિ શ્રીકૃષ્ણનાં સ્મરણોથી મીરાંનાં પદો ઉદ્દભવ્યાં. આ પૌરાણિક કથા-નાયક માટે જે પ્રેમ તેમનું ભાવિકહૃદય અનુભવતું હતું તે તેમનાં કાવ્યોનું મૂળ બન્યું. "–શ્રી. ક. મા. મુનશી : 'મીરાં–ગુજરાતની કાવ્યમૂર્તિ.'

**પદોનો એક જ પ્રધાન સૂર :**

મીરાંબાઈને પોતાનાં પદોમા કહેવાની વાત ઘણી વખત એક જ હોય છે. એટલો તેમનો વિષયફલક પરિમિત છે : અને તેથી એમના ઊર્મિગીતોમાં વિવિધતા કરતા લાલિત્ય અને કોમળતા વધારે આવ્યા છે : છતાં વિવિધતા બીલકુલ નથી એમ કહેતા પણ અચકાવુ પડે છે : કારણ કે મીરાંએ સંન્યાસ લીધો છતા શૃગાર ગાયો : તપસ્વિની થઈને રસિકતા પોષી : વિરાગિની છતા રાગની ધૂન જગાવી : સંસાર છોડ્યો છતા સંસારીના સર્વ ભાવોથી ગિરિધરલાલને ગાયા અને આ બધા પરસ્પર-વિરોધાભાસી મિશ્રણોએ એમની કવિતામા એક જુદો જ રસ અને પ્રફુલ્લતા આણ્યાં. વિષયની વિપુલતા એમની કવિતામા નથી એ દોષ એમની અનન્ય ભક્તિએ આવવા દીધો છે. એ દોષ એમના હૃદયનો નથી; ઉલટુ એમનો વિષય સાકડો છે તેથી જ તેમના ભાવાલેખનમાં પ્રબલતા આવી શકી છે : અને ભાવોર્મિઓની પરંપરાનું ઊંડાણ તેમા વધે છે.

મીરાંની કવિતા એ તેમના હૃદયની ભક્તિના જ ઉદ્દગાર છે : કા તો પોતાના ઇષ્ટમા જ સર્વ વૃત્તિ સમાવી દઈ, તેની ભક્તિમા જ મશગુલ રહેવાનો ઉપદેશ છે; કે કા તો શ્રીકૃષ્ણ સાથેના કાલ્પનિક કે સ્વપ્નામા અનુભવેલા વિલાસનુ વર્ણન, કે તે પ્રસંગથી મળેલા આનંદના ઉદ્દગારો છે; પરંતુ બધામા તન્મયતા અને હૃદયનો ખરો ભાવ એવી સરસ અને સરળ રીતે ઊપસી આવે છે કે તેમની કવિતા હૃદયને ઊંડી અસર કર્યા વગર રહેતી નથી.

મીરાની કવિતાનું બળ એમાં રહેલા શબ્દોમાં નથી પણ એ શબ્દોની પાછળ દીપતી એમની ભક્તિજ્યોતમાં છે મીરાની કવિતામાં બીજું યે ઘણું ઘણું છે એમાં પ્રણયઘેલી સ્ત્રીની ધૃષ્ટતા છે અને નવોઢા સમી આતુરતા છે 'મોહનરાગ' ને ગાતા એ મોહનાં બને છે ગિરધરને એ ગોપીભાવે ગાય છે વિરહની વેદનાનું એમને તીવ્ર ભાન હોવા છતાં મિલનની આશા એમને કદી છૂટી નથી, પણ એમની આશા તો નિત્ય પરિચિત ભાવોથી પૂરાય એવી લાગે છે

"મીરાનો કહાન, ગોપીઓમાં રાસ રમનારો છે વૃંદાવનની ગાયો ચારનારો છે મોરમુકુટ ધરનારો છે દહીંમાખણને ચોરનારો છે ગોવર્ધનને ધરનારો છે પનીહારીઓને સતાવનારો છે વેણુને વગાડનારો છે ને ઘેલી વ્રજનારીઓની આશા પૂરનારો છે વૈભવે એમને સતાવ્યા છે તેથી વૈભવી શ્રીકૃષ્ણને એ સંભારતા નથી વિગ્રહો જોઈ એ કંટાળેલા છે તેથી મહાભારતના મહાબાહુ શ્રીકૃષ્ણને ભજવાનું એમને બહુ આકર્ષણ થતું નથી મીરાનું મન વેણુ વગાડનાર 'મદનમોહન રૂપ પર મોહ્યું છે અને તેથી ઇન્દ્રના ગર્વનું ગંજન કરનાર ગિરિધારી કૃષ્ણ 'મીરા કે પ્રભુ ગિરિધર નાગર' બની રહ્યા છે) —(મીરાંબાઈ—એક દૃષ્ટિ સૌ લીલાવતી મુનશી)

'પદ'

'મુક્તક' એટલે ટૂંકામાં ટૂંકું પદ્યસ્વરૂપ અને બહુધા ત્રણ કે ચાર કડી અને ધ્રુવપદવાળાં 'પદ' એ બન્નેનો સંબંધ લાગણી સાથે છે મુક્તક એ પાસાદાર લાગણી છે ત્યાર પદ એ તેની સરખામણીમાં પ્રવાહી / લાગણી છે જેમ મુક્તકોની રચના હેમચંદ્રાચાર્યથી આરંભાયેલી મળી આવે છે તેમ 'પદ' પણ મધ્યકાલીન સાહિત્યમાં બીજા અનેક કાવ્ય પ્રકારોની સાથે લગભગ પ્રત્યેક કવિએ રચ્યાં છે મુક્તક જેમ લોકપ્રિય સાહિત્યસ્વરૂપ હતું તેમ પદ—ગેયપદ—પણ એટલાં જ લોકપ્રિય હોવાથી રમધ લેખકોએ 'રાધ મા રાસા—લેખકોએ રાસા મા અને

આખ્યાન-લેખકોએ 'આખ્યાન'માં—પદ્મનાભ, નાકર ભાલણ, જનાર્દન, પ્રેમાનંદ વગેરેએ, પ્રસંગોચિત ઊર્મિની અભિવ્યક્તિ માટે, મુખ્ય પદ્યરચના કરતાં નિરાળી એવી ટૂંકી 'પદ'-રચનાનો પ્રયોગ કર્યો છે આગળ જતાં, સ્વતંત્ર રચના તરીકે પણ એક ઊર્મિ, એક વિચાર કે એક પ્રસંગના નિરૂપણ માટે 'પદ' નિર્માણ થયેલાં છે. પદને—'ભજન' અને 'ગરબી'નું નામ દયારામભાઈના સમયમાં મળ્યું હોય એમ જણાય છે પ્રેમાનંદે 'દશમસ્કંધ'માં, અખા ભક્તે 'અખેગીતા'માં અને નિષ્કુળાનંદે 'ધીરજાખ્યાન'માં કડવાંની વચ્ચે વચ્ચે આવાં સ્વતંત્ર ગેય પદો સાંકળી લીધાં છે

## 'પદ'નો પદ્યપ્રકાર

જેમ કબીર, નાનક, તુલસીદાસ તથા વ્રજસાહિત્યના 'અષ્ટછાપ'ના કવિઓ મુખ્યત્વે 'પદ' રચનાર હતા તેમ, નરસિંહ અને મીરાંનો જમાનો પણ બહુધા પદરચના માટે જાણીતો હતો

ભક્તોને હાથે પ્રેમ, ભક્તિ, તથા જ્ઞાનની કણિકાઓ ટૂંકા 'પદ' રૂપે કાવ્યદેહ પામતી હતી 'પદ'નું ઉત્પત્તિસ્થાન ઊર્મિ છે પદને અર્વાચીન કાવ્યસંજ્ઞા આપવી હોય તો એને 'ઊર્મિકાવ્ય' (Lyric) કહી શકાય ઊર્મિ જેટલી પ્રબળ તેટલી કાવ્યની ઉત્તમતા વિશેષ નરસિંહ, મીરાં તથા દયારામના પદોમાં ઊર્મિનો આવેગ પ્રબળ હોવાથી જ, એ પદો અસરકારક, ચોટદાર અને રસભર્યાં લાગે છે

જે ઊર્મિનો 'પદ'માં આવિષ્કાર થાય છે તે બે પ્રકારની હોય છે એક પ્રેમલક્ષણા ભક્તિની અને બીજી ઉપદેશાત્મક પોતાની જાતને વિસરીને—ગોપી બનીને—જે કાવ્યમય ઊર્મિ ભક્તહૃદય અનુભવે છે તે અનુભવ વિરહની વ્યથાનો હોય, મિલન માટેનો તલસાટ હોય, મિલનથી ઉદ્ભવતો હર્ષાતિરેક હોય, અથવા મિલનનું કાલ્પનિક, સ્વપ્નામાં જોયેલું ચિત્ર હોય એ બધાની પાછળ પ્રેમલક્ષણા ભક્તિની પ્રબળ ઊર્મિ હોય

છે. ઉપદેશાત્મક પદોમાં શાંત રસ પ્રધાન હોય છે. પ્રેમભક્તિની ઊર્મિ, પદમાં નિરૂપાતી વખતે કાં તો કથનાત્મક રૂપ લે છે અથવા વર્ણનાત્મક બને છે: પરંતુ કેટલીક વાર તેમ થતાં, ઊર્મિતત્ત્વ ઘટતું હોય એમ જણાય છે.

'પદ'ની ઉત્પત્તિ અને વિકાસમાં આપણાં મંદિરોએ ઘણો મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. મંદિરોમાં દર્શન વખતે, પૂજન વખતે, પદો ગાવાની પદ્ધતિ પ્રચારમાં આવેલી છે. એટલે બહુધા વૈષ્ણવ મંદિરમાં સમય સમયના જે દર્શન થાય છે, ખાસ કરીને મંગલા, શણગાર, ગ્વાલ, રાજભોગ, ઉત્થાપન, સંધ્યા, શયન વગેરે-તે તે વખતે જુદાં જુદાં પ્રસંગોચિત પદો ગવાતાં હતાં. એ જ રીતે ઋતુઋતુ પ્રમાણે, તથા ખાસ ઉત્સવ નિમિત્તે-જેમ કે હિંડોળના, ફાગના, વસંત-હોરીનાં, સાવન તથા મલ્હારના, કૃષ્ણજન્મના, દીવાળીના-એ નિમિત્તે પદો રચવાની પ્રેરણા ભક્તકવિઓને મળતી. આ પદોમાં ઋતુ પ્રમાણે તથા દિવસના પ્રહર પ્રમાણે, રસને અનુરૂપ એવા શાસ્ત્રીય રાગમાં એ પદો ઢળાતાં: અને તેમ થવાથી, પદરચનારની ઊર્મિ સુંદર અમર રૂપ જન્માવી શકતી. પદો અને કીર્તનો મંડળીમાં ગવાવા માટે જ રચાતાં: અને એવા કીર્તન-દ્વારા એ પદો અનેકને કંઠસ્થ થતા; અને તેવી રીતે જ, પદસાહિત્યનો બહુજન સમાજમાં તથા દેશપરદેશમાં યાત્રિકોદ્વારા પ્રચાર થતો હતો.

## 'પદ': એક ગેય-પ્રકાર:

મીરાંની બધી યે કવિતા ગેય છે. ભક્તિના આવેશમાં આની જઈ ગિરિધર ગોપાલની સામે નાચતા, એમણે જે મધુર ગીતો રચ્યાં છે તેમાં, કવિ સૂરદાસ, નરસિંહ મહેતા તથા દયારામ જેવા બીજા ભક્ત-કવિઓની પેરે વર્ણનની, વિયોગની, ભાવની કે શબ્દોની પુનરુક્તિ ગમે તેટલીવાર આવતી હશે; છતાં પણ એ પદો એટલા બધા મર્મસ્પર્શી અને દિલ-ડોલાવનારાં હોય છે કે અરસિક પણ ઘડીકવાર તેના રસપ્રવાહમાં તણાવા લાગે છે: અને આ પદોનું કાવ્યસ્વરૂપ સંગીતના સૂર તથા લય-માં બંધાયેલું હોવાથી, એની અસર વિશેષે વધે છે.

મીરાંબાઈની બધી કવિતા ગેય હોવાને કારણે તુલસીદાસ, કેશવદાસ વગેરેમાં છે તેવું છંદોનું વૈવિધ્ય નહિ, પરંતુ અનેક તરેહની રાગરાગણી તેમાં મળી આવે છે. મીરાનો 'મલ્હાર' ખૂબ પ્રસિદ્ધ છે: અને આજના ગાયકોમા તે 'મીરાં કે મલાર' (કેટલાક ભ્રમથી તેને 'મીયાં કે મલાર' કહે છે)–એવા નામથી ઓળખાવાય છે. એટલે મીરાબાઈનાં પદોમાં કવિત્વ, સંગીત તથા રસ એની અદ્દભુત ફૂલગૂંથણી મળી આવે છે. તે ઉપરાંત હૃદયની નિખાલસતા મનપર ઊંડી અસર કરે છે.

## પદોની રાગરાગણી :

મીરાનાં બધાં ૯૮ પદો ગેય છે. તેમા ભાવોન્મેષ સાથે સંગીતનો વિશેષ ગુણ રહેલો છે, જેથી રસનો આવિર્ભાવ સચોટ થઈ શકયો છે; અને તેમા અનેક રાગરાગણીઓની ગૂંથણી કરેલી છે. 'પદો'ને લોકપ્રિય બનાવનાર આ તત્ત્વને અભ્યાસીએ ભૂલવા જેવુ નથી. મીરાના પદોમાં પીલૂ રાગ ઘણીવાર દેખા દે છે: કદાચ એ એમનો પ્રિય રાગ હોય: 'પીલૂ' રાગમા ઉદાસીનતા અને શોકનુ વાતાવરણ જમાવવાની ભારે શકિત રહેલી છે.

તે ઉપરાત તેમના પદોમા દેખાતા રાગ સારંગ, પ્રભાતી, દેશ, સોરઠ, મલાર, પહાડી, હમીર, બિહાગ, પરજ, બિલાવલ, કાન્હરા દરબારી, પટમંજરી, ભૈરવી, માડ, માલકોસ, રામકલી, નીલામ્બરી, બિહાગરા, સિંધ ભૈરવી, કાલિંગડા, ખંભાતી, તિલંગ, ગુનકલી, ગૂર્જરી, પૂર્વી, ગૌંડી, છાયાનટ, ટોડી, જયજયવન્તી, તિલંગ, દુર્ગા, ધનાશ્રી, પૂરિયા-ધનાશ્રી, ધમાર, નટ બિલાવલ, બાગેશ્વરી, ભીમપલાસી, મારુ, મારવા, લલિત તથા 'હોલી' અને 'કજરી' અને 'સાવનના' લોકઢાળ પણ તેમાં ઊતારેલા છે.

દરેક રાગમા કોઈ ને કોઈ રસ છૂપો રહે છે: પ્રત્યેક સ્વર અમુક રાગનો વ્યંજક હોય છે. કોમલ રિષભમા વૈરાગ્ય છે; અને કોમલ

ચેંવનમા કારુણ્ય રાગ, સ્વરોમાથી જ બને છે તેથી રાગમા રસ હોય એ સ્વાભાવિક છે બાગેશ્વરીના સ્વરોમા કરુણનો પ્રવાહ ઊલગઈ આવે છે, જો કે પીલુમા પણ કરુણ રસ છે છતા બનેના કારુણ્યમા અતર રહે છે બાગેશ્વરીના કારુણ્યમા વિનય તથા આત્મસમર્પણની રડી આહ છે, પીલુના કારુણ્યમા વેદનાના ગભીર આસુ રહે છે બાગેશ્વરીમા હૃદય ડસડસી રહે છે, પીલુમા તેનુ સ્પષ્ટ ક્રન્દન અનુભવાય છે બાગેશ્વરી-ના કારુણ્યમા ધૈર્ય અને આશ્વાસનનો આભાસ રહે છે, પીલૂના કારુણ્ય મા અધીરતા અને વ્યાકુલતાની ઝલક દેખાય છે મીરાના જીવનની કરુણતામા અધીરતા, વ્યાકુલતા, ક્રન્દન અને વેદનાના ગભીર આસુ રહેલા છે એને લીધે જ ' પીલૂ ' રાગ એમને વિશેષ અસર કર છે

**રાધાકૃષ્ણના પ્રેમનુ આલબન :**

કૃષ્ણચરિતના ગાનમા ઊર્મિગીતોની જે ધારા બગાળામા બારમા શતકમા જયદેવે અને ચૌદમા શતકમા મિથિલામા વિદ્યાપતિએ વહાવી અને લીલાશુક-બિલ્વમગળે ' श्रीकृष्ण कर्णामृत ' અને ' बालकृष्ण क्रीडा काव्य 'ના મધુર સસ્કૃત મુક્તકોમા એ ભક્તિને રેલાવી તેનુ અવલબન વ્રજના ભક્તકવિઓએ પણ કર્યું વલ્લભાચાર્ય અને તેમના પુત્ર વિઠ્ઠલનાથજીએ ' मधुराष्टक ' જેવા કૃષ્ણસ્તોત્રો રચ્યા અને ગુજરાતમા નરસિંહ અને મીરાએ પણ રાધાકૃષ્ણક્રીડાના છુટા પદો તથા કીર્તનો રચી, એ પરપરાને આગળ ચલાવી હિંદી સાહિત્યમા તો કવિઓએ પોતાની શૃગારમયી મુક્તક કવિતાને માટે રાધા અને કૃષ્ણનો જ પ્રેમ, આલબન તરીકે લીધો હતો *

આ પ્રકારે કૃષ્ણસબધી કવિતાનુ સ્ફુરણ ' પ્રબધ ' કે ' આખ્યાન 'ના પ્રકરણબદ્ધ ગ્રથના ક્ષેત્રમા ન થતા, ' મુક્તક 'ના ક્ષેત્રમા

* ગુજરાતી સાહિત્યમા બાર માસ પદર તિથિ અને ષડ્ ઋતુવર્ણનના કાવ્યોમા પણ આલબન તરીકે રાધા અને કૃષ્ણના વિપ્રલભ શૃગારને જ કવિઓએ બહુધા સ્વીકારેલા છે

જ થયું. પુષ્ટિ-સંપ્રદાયના 'અષ્ટછાપ'માંના અને મીરાંના સમકાલીન એવા સૂરદાસ, નંદદાસ, કુંભનદાસ વગેરે વ્રજભાષાના કવિઓએ શ્રીકૃષ્ણની કેવલ બાલલીલા અને પૌગંડ તથા કિશોર અને ક્વચિત્ કુમારલીલાને જ તેમના કીર્તનોનો વર્ણ્ય-વિષય બનાવેલો છે. કારણ કે પંદરમુ અને સોળમુ સૈકું, 'પ્રબંધ'-કાવ્યો કરતા, ઊર્મિગીતો અને 'પદ' કે મુક્તક-કાવ્યને માટે જ વિશેષ અનુકૂળ હતાં. શૃંગાર (સંયોગ અને વિપ્રયોગ બન્ને પ્રકારનો), અને વાત્સલ્ય રસની જ અનોખી કહિયે તેવી કવિતા આ યુગમાં જેટલી રચાઈ છે તેટલી યોગ્યતાવાળી કવિતા, પછીના સમયમાં મળી આવતી નથી.

## 'હાં રે કોઈ માધવ લ્યો'નું પદ: મુક્તકોનાં મૂળ:

'પદ' જેવી નાની ગેયરચનામા કેટલીકવાર સુંદર અને ચોટદાર વિચાર ગૂંથી લીધેલા હોય છે. મુક્તક કે સુભાષિત જેવી રચના પંદરમા તથા સોળમા સૈકાના 'પદયુગ'મા ખૂબ મળી આવે છે. ઘણીવાર આ વિચારનુ મૂળ ભક્તિમાર્ગના કોઈ સુભાષિતમા કે સ્તોત્રમા મળી આવે છે. સૂરદાસ, નરસિંહ મહેતા, તુલસી, મીરાં વગેરેના પદો આ રીતની કોઈ ચિંતનકણિકાને આધારે પલ્લવિત થયા હોય છે.

એક દૃષ્ટાન્ત લઈએ. બિલ્વમંગલ લીલાશુક (તેરમું શતક)ના 'श्रीकृष्णकर्णामृत' નામે સ્તોત્રગ્રંથમા નીચેનુ સંસ્કૃત મુક્તક (આશ્વાસ ૨, શ્લોક. ૫૬) આપેલુ છે:—

"विक्रेतुकामा किल गोपकन्या। मुरारिपादार्पित–चित्तवृत्तिः॥
दध्यादिकं मोहवशादवोचत्। 'गोविंद दामोदर माधवे'–ति॥" *

---

* 'वज्जालग्ग' નામના પ્રાકૃત સુભાષિત-સંગ્રહમા (આશરે ઇસવી સનનુ સાતમું સૈકુ) નીચેની ગાથા આ જ ભાવની છે તે સૌથી પ્રાચીન કહેવાય:—

"धवल धवलच्छीए महुर महुराउरीए मज्झम्मि।
तह विक्कन्तीए 'कण्हो' 'कण्हो' त्ति वाहरिओ॥"

મથુરાપુરીમા ધવલ અને મધુર એવી છાશ વેચતા (વેચતા) તે ધવલાક્ષીએ 'કૃષ્ણ' 'કૃષ્ણ' એવો પોકાર કર્યો.

મહી વેચવા જતી વ્રજની ગોપી, મહી વેચવાના બાહ્ય વ્યાપાર સાથે, મનમાં અખંડ રમણા કરતા બાલકૃષ્ણનું નામ આ રીતે ભૂલથી જોડી દે છે એ આ શ્લોકનો ભાવ છે. આવી રીતે ભાન ભૂલેલી, તન્મય મનવાળી અને તેથી ભૂલકણી બનેલી ગોપીને આપણે 'ઘેલી' કે 'ભોળી' કહીએ છીએ

નરસિંહ મહેતાએ બે જુદા પદમાં આ પ્રસંગને ગાયો છે 'શૃંગાર માળા'માં ગૂંથાયેલું ૮૧મું પદ ('નરસિંહ મહેતાકૃત કાવ્યસંગ્રહ,' પૃ ૨૮૮) વિશેષ પ્રસિદ્ધ નથી —

"ધરણીધર—શું લાગ્યું, મારું ધ્યાન રે
મહીડું વીસરી ગયું : 'લ્યો કોઈ કહાન રે—
ચાલી ચાલી જોવા લાગી, ગૈ નગર મોઝાર રે
મટુકીમાં બેઠા, શ્રી દેવ મોરાર રે—
લોક કહે 'ગોવાલણી, ઘેલી થઈ રે
વેચે છે કહાન, અને માથે છે મહી રે!'
નરસૈંયા ચો સ્વામી, ભેરશું ધીર રે
આપ-સરીખડી વાહાલે, કીધી આહીર રે— "*

* આ પદનું પાઠાન્તર, મારવાડમાંથી પ્રાપ્ત હસ્તલિખિત પોથીમાંથી મળેલું છે તે સરખાવવા નીચે ઊતાર્યું છે (જુઓ 'નરસિંહ મીરાંના પદોનો મારવાડમાં પ્રચાર'નો લેખ) —

"મહિડો વિસર ગઈ, લો કોઈ કાન્હ રે
ધરણીધરજીસું, લાગો મારો ધ્યાન રે—ટેક
વેચત ગુજરી ચલી, સિરે બજાર રે
સામા મિલ ગયા, કૃષ્ણ મોરાર રે—
લોક કહે ગુજરી બ્હાવરી થઈ રે
વેચત કાન્હ, વાકે માથે મહિ રે— (ચાલુ)

બીજા પદમા મહેતાજીએ ઉપરના બીજનો વિસ્તાર કર્યો છે —

"ભોળી રે ભરવાડણ હરિને, વેચવા ચાલી
સોળ સહસ્ર ગોપીનો વ્હાલો, મટુકીમા ઘાલી—ભોળી૦
અનાથના નાથને-વેચે, આહીરની નારી
શેરીએ શેરીએ સાદ પાડે 'લ્યો કોઈ મોરારિ!'—ભોળી૦
મટુકી ઉતારી, માહી મોરલી વાગી
વ્રજનારીને સહેજે જોતા, મૂરછા લાગી—ભોળી૦
બ્રહ્માદિક ઇંદ્રાદિક સરખા, કૌતુક એ પેખે
ચૌદલોકના નાથને, કાઈ મટુકીમા દેખે!—ભોળી૦
ગોવાલણીના ભાગ્યે પ્રગટ્યા, અતરજામી
દાસલડાને લાડ લડાવે, નરસૈંનો સ્વામી—ભોળી૦"

આમ બિલ્વમગલે, મૂલ ભાગવતમાના કથાપ્રસગનો અકુર મુક્તક રૂપે ગાયો તેમાનો સૂક્ષ્મ ભાવ નરસિંહ મહેતાએ બે જુદા પદમા ગૂથ્યો છે એ પદોમા ગોપીઓની આસક્તિ અને અનુરક્તિને પરિણામે જે રમૂજ થઈ તેના હુલામણા ભક્તકવિએ ગાયા છે નરસિંહના અનુગામી મીરાબાઈએ એ જ પ્રસગમાથી એક સુદર ઊર્મિગીત ઉપજાવ્યુ છે

## મીરાના પદની રસમીમાસા:

મીરાએ કથાપ્રસગનો ઉલ્લેખ વર્ણનાત્મક શૈલીમા નહિ પરતુ સીધી સવાદાત્મક શૈલીમા કર્યો છે અને અહીં જ નરસિંહ મહેતાની પુરુષ

---

શેસ સહસ મુખ પાર ન આવે રે
સો કયુ માનો મોલ બિકાય રે?—
પાવ પાતાલ સીસ અસમાન રે
સો કયુ આવે કાનો મટકી રે માય રે?—
નરસી મુધારો સ્વામી હે સુધીર રે
આપ સરીખા ના લે કીધા છે આહીર રે—"

સુલભ સરલતા અને મીરાબાઈની સ્ત્રીસહજ ભાવોર્મિની સાહજિકતા વચ્ચેનો સૂક્ષ્મ ભેદ જોઈ શકાય છે. મીરાબાઈના પદનો ઉપાડ જ કવિત્વમય અને કુતૂહલપ્રેરક છે :—

" હા રે કોઈ માધવ લ્યો, માધવ લ્યો— "

—આવા ઉપાડથી જાગ્રત થયેલું કુતૂહલ પછીની લીટીઓથી શાંત થાય છે:

" વેચંતી વ્રજનારી રે—હા રે કોઈ૦
માધવને મટુકીમાં ઘાલી :
ગોપી લટકે મટકે ચાલી—હા રે કોઈ૦
" હા રે ગોપી ! ઘેલું શું બોલતી જાયે ? :
માધવ મટુકીમાં ના સમાયે "—હા રે કોઈ૦
" નવ માનો તો જુઓ ઉતારી,
માંહી જુવે તો કુંજવિહારી ! "—હા રે કોઈ૦

આમ ને આમ—

વૃંદાવનમાં તે જાતાં હાહાડી :
વાહાલો ગૌ ચારે છે ગિરધારી—હા રે કોઈ૦
ગોપી ચાલી વૃન્દાવન વાટે,
સૌ વ્રજની ગોપીઓ સાથે—હા રે કોઈ૦
મીરાં કે પ્રભુ ગિરધરનાગર,
જેના ચરણકમલ સુખસાગર—હા રે કોઈ૦ "

મીરાંના આવા અનેક પદોના વિચારબીજનું અન્વેષણ કરવા જેવું છે.*

* મીરાબાઈનું નીચેનું હિંદી પદ આ જ પ્રસંગને બિરદાવે છે.—

" યા વ્રજમેં કછુ દેખ્યો રી ટોના—
લે મટકી સિર ચલી રે ગુજરિયા, આગે મિલે બાબા નંદજીકે છોના—યા૦
દધિકો નામ બિસર ગયો પ્યારી, " લે લેહુ રી કોઇ, શ્યામ સલોના "—યા૦
બિંદ્રાબનકી કુંજ ગલિન મેં, આખ લગાય ગયો મન મોહના :—યા૦
મીરા કે પ્રભુ ગિરધર નાગર, સુંદર શ્યામ સુઘર રસ લોના—યા૦ "
(: મ)

### મીરાંના ' રમૈયા રામ ' :

મીરાંનાં કેટલાંક પદોમાં ' રામ 'ને સંબોધન કરેલું મળી આવે છે. એ ' રામ ' એટલે દશરથપુત્ર રામ નહિ, પરંતુ સૌના ઘટઘટમાં વ્યાપી રહેલા રામ : તેમ ન સમજિયે તો મીરાંની જે કાન્ત-ભાવની ભક્તિ છે તે સીતાપતિ રામ સાથે તદ્દન અસંગત અને અસંભાવ્ય બને છે. ' ગિરધર-નાગર 'ની તો એ ' જનમ જનમ કી ચેરી ' છે જ : અને એ એમનો ' જનમ જનમ કો સાથી ' પણ છે. એટલે ગિરધરલાલ પ્રત્યે, સ્વકીયાની જેમ, તેમને પોતાના પતિ સમજી એ જે ઉદ્ગાર કાઢે છે તે ભક્તિપ્રેમ-મૂલક છે. કૃષ્ણને ' પ્રિયા ', ' પિવ ', ' ધણી ', ' સૈયાં ' એવાં એવાં સંબોધનો એ કરે છે. મીરાં તેમના પ્રેમમાં એટલી ' દિવાની ' છે કે એમને ' બદનામી ' તથા ' હાસી ' પણ મીઠી લાગે છે. લોક, મીરાંને ' કુલનાસી ' કહે છે; છતાં એ તો પ્રિયા-પ્રેમમાં ' મસ્ત ડોલે ' છે. આ બધી વિપ્રયોગ શૃંગારની પરિભાષા મર્યાદા પુરુષોત્તમ સીતાપતિ રામ સાથે કદિ પે જોડી શકાય નહિ એ સ્પષ્ટ છે. મીરાંનું ' રામનામ ' આ રીતે ' રમૈયા રામ ' શ્રીકૃષ્ણ સાથે જ સંબંધ ધરાવે છે.

### ' રમૈયા રામ ' :

કબીર, દાદૂ તથા ગુરુ નાનક જેવા સંત કવિઓની જેમ, મીરા-બાઈએ અનેક પદોમાં પોતાના પરમ-પ્રેમાસ્પદને ' રામ 'નામથી સંબોધ્યા છે : આ રામ કોઈ વિષ્ણુના અવતાર રામ નથી; પરંતુ એ રામ તો અંતર્યામીના સ્વરૂપે જે નિશદિન આપણી સાથે જ રહે છે અને આપણી સાથે ' લીલા ' અથવા ' રમણ ' કરે છે તે. કબીરે એક

---

વળી એક બીજું પદ જુવો —

> " કોઈ શ્યામ મનોહર લ્યો રે, સિર ધરે મટકિયા ડોલે-
> દધિકો નાવ બિસર ગઈ ગ્વાલન, ' હરિ ' લ્યો બોલે-
> કૃષ્ણ-રૂપ છકી હૈ ગ્વાલન, ઔર હી ઔર હી બોલે-
> મીરાં કે પ્રભુ ગિરધર નાગર, ચેરી ભઇ બિન મોલે- "

સાખીમાં કહ્યું છે 'નૈનોં રમૈયા રમિ રહ્યા, દૂજા કહાં સમાય?' મીરાંએ પણ આ જ અર્થમાં રામ અને રમૈયાનો પ્રયોગ કર્યો છે: જુઓ તેમની 'પદાવલી':—

" રમૈયા, મૈં તો થારે રંગ રાતી—
ઔરોં કે પિય પરદેસ બસત હૈ, લિખલિખ ભેજેં પાતી:
મેરા પિયા મેરે હિરદે બસત હૈ, હ૊ં ગૂંજ કરૂં દિન રાતી—
ચોઘા ચોલા પહિર સખીરી, મૈં ઝુરમુટ ખેલન જાતી:
ઝુરમુટ મેં મોંહી મોહન મિલિયા, ખોલ મિલું ગલ બાતી— "

વળી " રમયા બિન નિંદ ન આવે:
નિંદ ન આવે, વિરહ સતાવે, પ્રેમકી આંચ ટુલાવે—
બિન પિય-જોત મંદિર અંધિયારો, દીપક દાય ન આવે:
પિયા બિન મેરી સેજ અલૂણી, જાગત રૈન બિહાવે:
પિયા કબ રે ઘર આવે?— " ૬

બીજા એક કવિએ મીરાંને અંજલી આપતાં તેથી જ કહ્યું છે કે—
" રાતી માતી પ્રેમકી, બિષમ ભગતિ કી મોડ:
રામ-અમલ માતી રહે, ધન મીરાં રાઠોડ!"

ઉપરના પદમાં વાસકસજ્જાના પ્રિયતમ-મિલનના રૂપકદ્વારા વર્ણન કર્યું છે. ગગનમંડલની અગમ્ય સ્થિતિ સુધી પહોંચવાની સાધના કેટલી કઠિન છે તે પણ તેમણે બતાવ્યું છે:—

'ગગનમંડલ-પે સેજ પિયાકી, કિસબિધ મિલણા હોઈ?'

આ 'ગગનમંડલની સેજ'ને મીરાંએ 'અગમ-અટારી', 'અગમ કે દેસ' તથા 'અમરલોક'નાં નામ પણ આપ્યાં છે:

'દીપક જોઊં જ્યાના કા, ચઢૂં અગમ અટારી રે'
'ચલો અગમ કે દેસ, કાલ દેખત ડરે'
'મીરાં કે પ્રભુ ગિરધર નાગર, અમર લોકમેં રહણ્યાં'—વગેરે.

આ સંતવાનીની અસર નીચે આવવાથી, મીરાંએ ' હોલી 'ના એક પદમાં કહ્યું છે:—

' બિનિ કરતાલ પખાવજ બાજૈ, અણહદ કી ઝણકાર રે; '

અને અહીં પ્રસિદ્ધ ' અનાહત નાદ 'ને જ તેમણે સંભાર્યો છે.

કૃષ્ણભક્તિ :

કૃષ્ણભક્તિની પરંપરામાં શ્રીકૃષ્ણની મૂર્તિને દષ્ટિસમીપ રાખવાથી, પ્રેમતત્ત્વની ખૂબ વિસ્તારપૂર્વક વ્યંજના થઈ છે. આ કૃષ્ણભક્તોના કૃષ્ણ, પ્રેમઘેલી અને રસોન્મત્ત ગોપીઓથી ઘેરાયેલા શ્રીકૃષ્ણ છે: * મોટામોટા ભૂપાળો, યોદ્ધાઓ અને રાજપુરુષોની વચ્ચે લોકવ્યવસ્થા સંરક્ષના દ્વારિકાના શ્રીકૃષ્ણ એ નથી. કૃષ્ણના જે મધુર સ્વરૂપને ભક્તોએ વર્ણવ્યું છે, એ રૂપ તો જીવન ઓવારી નાખવાનુ સમર્પણ જગાવે એવું, દિવ્ય અને અનુપમ છે.

એ સાર્વભૌમ પ્રેમતત્ત્વની સન્મુખ ભક્તનો અંતર–આત્મા એક જુદા જ પ્રેમલોકમા વિહરે છે. કૃષ્ણભક્તો એવા પ્રેમરંગમાં મસ્ત રહેનાર જીવો હતા. સમાજ કઈ તરફ જાય છે એ વાતની તેમને પરવા ન હતી. પોતાના ભાગવત પ્રેમની પુષ્ટિને માટે લોકોત્તર શૃંગારમયી છટાથી અને આત્મસમર્પણથી ભક્તકવિઓએ પદો રચ્યા, ગાયાં અને સમાજને ભેટ કર્યાં: પરંતુ, લૌકિક અને સ્થૂલ દષ્ટિવાળા પ્રાકૃત જીવોએ અને કવિના રચનારાઓએ, આ શુદ્ધ ભાવનાને, શૃંગારની ઉન્માદ અને આવેશભરી વાણીમાં વર્ણવી, તેને આગળ જતાં સ્થૂલ અને પાર્થિવ બનાવી દીધી.

---

* સરખાવો, નાભાજીની ' ભક્તમાલ 'માનું મીરાબાઇ માટેનું પહેલુ જ ચરણ :—

" સદરિસ ગોપિનકો પ્રેમ, પ્રગટ કલજુગહિં દિખાયો."

### ભક્તિના પ્રકાર:

ભક્તિ મુખ્યત્વે પાંચ ભાવથી કરી શકાય છે. શાંત, દાસ્ય, વાત્સલ્ય, સખ્ય અને શૃંગાર—એ ભાવોના પાંચ સ્વરૂપ છે: પ્રહ્લાદની ભક્તિ શાંતભાવની હતી. હનુમાન, રામાનંદ અને તુલસીદાસ વગેરેની ભક્તિ દાસ્યભાવની કહેવાય છે: વલ્લભીય સંપ્રદાય વાત્સલ્યભાવની ભક્તિને સ્વીકારે છે: આ પ્રકારમા સૂરદાસ અને બીજા ભક્તકવિઓએ સખ્યભાવ પણ ગૂંથ્યા છે. શૃંગારભાવની ભક્તિમાં ભક્ત પોતાને પ્રિયા અથવા માશૂક સમજે છે: હરિદાસ, હિતહરિવંશ અને ચૈતન્યની ભક્તિ આ ભાવની હતી. શૃંગાર અથવા સખીભાવનુ તાત્પર્ય એ છે કે કેવલ ઈશ્વર જ પુરુષ છે અને સર્વ ભક્તો એમના આશ્રિત છે: એટલે એમાં ગોપીભાવ અથવા માશૂકભાવ છે. વૈષ્ણવસંપ્રદાયની રામાનંદી શાખામા દાસ્યભાવ છે અને વલ્લભીય શાખામા વાત્સલ્યભાવ છે: બાકીના ચૈતન્યાદિના સંપ્રદાયોમા સખીભાવનુ પ્રાધાન્ય છે.

### મીરાંમાં નવધા ભક્તિનો ઉદય:

મીરામા 'ગિરધર ગોપાલ' પ્રત્યેની 'પરા અનુરક્તિ'ને લીધે ભક્તિનો આવિર્ભાવ થયો: અને ક્રમેક્રમે ભક્તિના નવધા પ્રકાર સિદ્ધ થતા, છેવટે દસમી 'પ્રેમલક્ષણા ભક્તિ'મા એ લીન થઈ ગયાં: દ્વારકાધીશમાં એમના સાયુજ્ય પામ્યાની વાત એમના ભક્તિવૈભવને લીધે જ પ્રચલિત થઈ છે.

પિયર તથા સાસરે—બંને સ્થળે રાધાકૃષ્ણની ભક્તિના કથાકીર્તન મીરાએ શ્રવણ કર્યાં હશે તેથી, તેમનામાં શ્રવણભક્તિ સિદ્ધ થઈ. ઠાકોરસેવા કરતાં કરતા કીર્તન ગવાતાં: કૃષ્ણમય જીવનની, લૌકિક ધોરણોને નામે, સ્મરણભક્તિ કેળવાઈ: પાદસેવનની વાત તો લગભગ મીરાના દરેક પદને અંતે સ્મરણમા આવે છે: 'મીરાં કે પ્રભુ ગિરધર નાગર, ચરણકમલ બલિહારી': 'મોહે લાગી લગન હરિ ચરનનકી': વંદન અને અર્ચનની વાત નીચેના જેવા પદમા છે:—

‘ વાટ જુવે છે મીરાં રાંકડી, ઊભી ઊભી :
મીરાં કે પ્રભુ ગિરધર ‘નાગર,
જોનાં દૂર છે મારી આંખડી—’ ‘ ઊભી ઊભી૦ ’

આવાં પદોમાં અંકિત કરેલી છે : મીરાંના દાસ્યભાવનું પ્રદર્શન ઘણાં પદોમાં દેખાય છે : ‘ મીરાં દાસી જનમ જનમ કી ! ’ ઉક્ત્તી આત્મ-નિવેદન ભક્તિથી મીરાંને સાયુજ્યમુક્તિ પ્રાપ્ત થઈ એમ મનાય છે.

મીરાંના પદોમાંથી એમની ભક્તિનું સાચું સ્વરૂપ આપણે પકડી શકિયે છિયે. નવધા ભક્તિના જુદા જુદા પ્રકારનો તેમાં ઉલ્લેખ આવતો નથી : છતાં ગોપીભાવે, પ્રિયાભાવે એ પરમ તત્ત્વને ભજી રહ્યા છે : એમના શૃંગારમાં નથી ચૈતન્યની અસર કે નથી પુષ્ટિમાર્ગની. મીરાંના પદોમાં શૃંગાર ગવાયો છે : પણ તે નરસિંહની અને દયારામની પદ્ધતિનો, ઉઘાડો શૃંગાર ( જયદેવની પદ્ધતિએ ) નથી ગવાયો. મીરાંના પદો ગાવાથી બીલકુલ સંકોચ અનુભવાતો નથી એ તેની વિશિષ્ટતા છે,

## મીરાંની ભક્તિ : વિયોગાત્મક :

મીરાંએ દાસ્ય, સખ્ય તથા દામ્પત્ય ભાવનુ આલમ્બન લઈ, સાયુજ્ય સુધીની સિદ્ધિ મેળવવાનુ સૌભાગ્ય પ્રાપ્ત કર્યું હતુ. મીરાંની ભક્તિ, વિશેષે કરીને, વિયોગાત્મક હતી. કોઈ ધન્ય ક્ષણમા અથવા ધન્ય સ્વપ્નમા એ પ્રભુની ઝલક એમને દેખાતી : કોઈ કોઈ વાર પ્રભુની સાથે રમવાનો અનુભવ પણ તેમને થઈ જતો; પરંતુ સાધારણ રીતે ‘ વિપ્રયોગ પ્રેમ ’ની મધુરિમાથી જ એ મસ્ત રહેતા.

કોઈ કોઈ વાર આસુઓની માલા પરોવતી : તો કોઈ વાર કોકિલાની જેમ એ કૂજી ઊઠતી; તો કોઈ વાર મયૂરીની જેમ નાચી ઊઠતી. કોઈ વાર એકદમ મૌન પામતી; તો કોઈ વાર ચિંતા અને ઉદ્વેગની મારી, રાતોની રાતો સુધી પ્રભુની રાહ જોતી એ તલપતી, અને આલાપ કર્યા કરતી. પ્રેમોન્માદનુ લૌકિક રૂપ, બહાર તેમ જ અંદર, તેમને પ્રભુનુ ચિન્તન

કર્યા હતુ અને તેથી કાજ, લાજ, સમાજ લોક-પરલોક પોતાનું અને પારકુ—એ બધા વ્યવહાર તેમને માટે નિરર્થક બની ગયા હતા

મીરાનો જન્મ જાણે ગોપીપ્રેમ સિદ્ધ કરવા માટે જ થયો હતો તેથી બાલકૃષ્ણને એ ગોપીની જેમ વાત્સલ્યથી જમાડે છે ' તુમ જિમો ગિરધરલાલજી છાપન ભોગ છતીસો વ્યંજન, પાઓ જન પ્રતિપાલજી કીજે બેગિ નિહાલજી ' મીરાની ભક્તિની મસ્તી અને પ્રેમનો ઉન્માદ પણ એટલો જ ઉત્કટ ઉદ્ગાર પામ્યો છે —

' હરિમંદિર મે નિરત કરુંગી ઘૂઘરિયા ઘમકાસ્યા
ચરણામૃત કા નેમ હમારે, નિત ઉઠ દરસન જાસ્યા
—ગોવિંદ કા ગુણ ગાસ્યાં૦ "

મીરાએ ભગવાનના સ્વરૂપનું અને એમના પ્રથમ દર્શનનું વર્ણન આવું કર્યું છે —

જબતે મોહિ નંદનંદન દૃષ્ટિ પડ્યો માઈ,
તબ તે પરલોક લોક, કછૂ ના સુહાઈ
કુંડલ ઔ અલક ઝલક કપોલન પર છાઈ,
સરવર મધિ માનો મીન મકર મિલન આઈ
ગિરધર કે અંગ અંગ મીરા બલિ જાઈ

બાલલીલાનું સાચું વર્ણન મીરાને સ્વપ્નદર્શનમાંથી લાધે છે —

' બસો મેરે નૈનનમેં નંદલાલ—

સાંવરી સૂરત મોહની મૂરત નૈના બસે બિસાલ—બસો૦
મોરમુકુટ પીતાંબર સોહે ગલ બૈજંતીમાલા
વૃંદાવનમેં ધેનુ ચરાવે મોહન મુરલીવાલા—બસો૦

કુસુંબલ પાઘ કેસરિયા જામા ઉપર ફૂલ હજારી
મુકુટ ઉપર છત્ર બિરાજે કુંડલકી છબિ ન્યારી—બસો૦ "

મીરાંના ગિરધરગોપાલ એક ઠેકાણે બેસી રહે તેવા નથી. એ કંઈ ને કંઈ કરતા રહે છે ગોપાલન, મુરલી-ધ્વનિ અને રાસ-ક્રીડા મીરાં ગિરધરને સંભારતાં કંઈ બીજું કહેતાં નથી :

"મેરે તો ગિરધર ગોપાલ, દૂસરા ન કોઈ
જાકે સિર મોરમુકુટ મેરો પતિ સોઈ"

મીરાંને તો 'દરસ બીન દૂખન લાગે નૈન' મીરાંને ચેન નથી, એમને 'રૈન છ-માસી' બની જાય છે : એ તો છીપભર પાણી અને ટાંકભર અન્ન લઈને, હરિને મળવાને માટે ગુપ્ત લાંઘણ કરે છે આંગળીમાંની મુદરી (મુદ્રિકા-વીંટી) હાથમાં આવી જાય છે વૈદ સમજતો નથી: એ તો બતાવે છે કે 'પિંડ રોગ થયો છે!' મીરાં મનથી જાણે છે કે 'બેદ તો સાંવલિયા હોય' આમ 'વિરહિન વ્યાકુલ' જ્યારે જાગે છે ત્યારે જગ તો સૂતું છે 'સૂલી ઊપર એની સેજ છે' પણ પિયાની સેજ ગગન મંડલમાં છે એમનું મિલન શી રીતે થાય ?

વિરહથી આમ તન તપ્યું છે, પણ તેમની છાતી કઠણ છે તે ફાટી જાય તેની મીરાંને પરવા નથી મીરાંની જીવનનાવ સમુદ્રમાં ચોટી ગઈ છે અને ભરાઈ પડી છે અને ઊભી ઊભી સૂકાઈ રહી છે મીરાંએ પોતાનું કાળજું બહાર કાઢીને નાખ્યું છે યમના કૌવાને એ કહે છે 'આ કલેજું તને ફાવે ત્યાં લઈ જા, પણ મારા શ્યામ જુવે ત્યાં જઈને તું એને ખાજે'-જેથી પ્રભુને મારી દયા આવે !-મીરાંના હૃદયનો આ વિકળતો ગિરધરપ્રેમ વ્રજની ગોપીનો જ પ્રેમ હતો અથવા ગોપીઓએ બતાવ્યો હતો એવો એમના અંતરનો આ વિરહતાપ હતો

### સેવા-નિમિત્તે નિકટતા પામવા ઝંખના :

'મ્હાને ચાકર રાખોજી' કહીને, ચાકરીને મિષે કૃષ્ણની વધુ નિકટ રહેવાની ઇચ્છા કરે છે, છતાં એમની એ ઇચ્છા બર આવતી નથી

'માઈ ! મ્હારી હરિહૂ ન બૂઝી વાત ' એટલે પોતે નાગરી બનીને 'નાગર ' કૃષ્ણને ' પ્રેમનદી કે તીર ' મળે છે મીરાંના પદોનું કમનીય સંગીત આ શૃંગારરસના વર્ણનને સમૃદ્ધ બનાવે છે શૃંગાર અને શાન્તરસમાં સંગીત ઓર ખીલી ઊઠે છે તેમના પદોમાં ભક્તિનું ગાંભીર્ય પણ તેથી જ જામી શકે છે. ભક્તિમાર્ગમાં ' કીર્તન ' એક આવશ્યક અંગ છે મીરાંએ ' સંતન ઢિગ બૈઠિ બૈઠિ ' વ્યવહારજ્ઞોની ' લોકલાજ ખોઈ ' અને પછી મગ્ન બની, મુક્તક કે જગતને પડકાર દીધો છે કે :

'છાડ દઈ કુલકી કાન, કહા કરિ હૈ ગઈ ?'—

**ન્હાનપણના ભક્તિ-સંસ્કાર :**

ન્હાનપણથી મીરાંને કૃષ્ણની આરાધના અનુકૂલ આવી ગઈ હતી અને એ જ સંસ્કારોને મોટપણે વેગ મળતાં ' મીરાં મગન ભઈ હરિગુન ગાય ' એમ થયું, અને એમ ' લોકલાજ કી કાણ ' તેમણે ન માની 'પગ ઘૂંઘરું બાંધ મીરાં નાચી રે' એટલું જ નહિ, એમણે આખા જગત આગળ પોતાનો પ્રેમ ગીત ગાઈને, અને તેને નૃત્ય તથા વાદ્યનો સાથ આપીને જાહેર કર્યો હતો : ' તાલ પખવાજ મૃદંગ બાજે, સાધા આગે નાચી રે ' એ વખતે મીરાંના ભક્તિપ્રેમની મહત્તા લોકો સમજ્યા નહિ સગાસંબંધીઓએ તો તેમને ખૂબ વગોવ્યા પણ જણાય છે તેવી જ મીરાંએ કહ્યું છે ' લોગ કહૈં મીરાં ભઈ બાવરી, ન્યાત કહૈ કુલનાસી રે—પગ ઘૂંઘરું બાંધ મીરાં નાચી રે ".

**કાન્ત ભાવની મીરાં-ભક્તિ :**

મીરાંની ભક્તિ કાન્ત ભાવની છે પોતે પોતાને રાધા માની, પોતાને પોતે જ કૃષ્ણની માનતા હતાં મીરાંને લલિતા સખીનો અવતાર માને છે પરંતુ માત્ર રાધાને જ કૃષ્ણની સાથે કાન્ત-ભક્તિ કરવાનો અધિકાર હતો, મગાયુ કે રાધા સિવાય બીજી ગોપીઓમાં એવી [illegible]

માનસિક આરોપણ કર્યું હતું તેથી બીજી ગોપીઓ જેમ કૃષ્ણભક્તિની વાતો કરી શકતી હતી તેવી રીતની વાતો તેમનાથી થાય તેમ નહોતું. કૃષ્ણના નખશિખ વર્ણન મીરાંના પદોમાં પુષ્કળ મળે છે, પણ રાધાનું વર્ણન ક્યાંય મળતું નથી. કારણ કે પોતે જ સખી-ભાવથી ગિરધર ગોપાલનું સ્મરણ અને કીર્તન કરે છે. તેને લીધે જ શૃંગાર—અને તે પણ વિપ્રલંભ આદિનો શૃંગાર—એ વર્ણવે છે. 'જનમ જનમ'ની સાધનાને અંતે કૃષ્ણમિલનની તેમને ઊંડી ઝંખના હતી.

મીરાંનો સરલ સ્વભાવ બાળક જેવો નિર્દોષ છે. એ કહે છે —

'મૈં હરિ બિન ક્યોં જીઊં રી? માય!'
'માઈ રી! મૈં તો લિયો હૈ રમૈયો મોલ.'
'હરિ તુમ હરો જનકી ભીર.'

મીરાંનો સ્વભાવ સીધો છે. એમને અપૂર્વ શ્રદ્ધા છે. પણ હરિ મેળવવા એમનો લીધેલો માર્ગ તેવો સરલ અને સીધો નહોતો —

'યા તન કા દિવલા કરૌં, મનસા કરૌં બાતી હો
તેલ ભરાવોં પ્રેમ કા, બારોં દિન રાતી હો.'

'અગમ' દેશમાં જવાને માટે ઘટે તેવો શણગાર પણ એ સજી લે છે.

"ચલો અગમ કે દેશ, કાલ દેખત ડરૈ,
વહાં ભરા પ્રેમ કા હૌજ, હંસ કેલ્યાં કરૈ.
ઓઢણ લજ્જા ચીર ધીરજ કો ઘાઘરો,
છિમતા કાંકણ હાથ, સુમિત કો મૂંદરો.
દિલ દુલડી દરિયાવ, સાચ કો દોર હો,
ઉબટણ ગુરુ કો જ્ઞાન, ધ્યાન કો ધોવણો.
કાન અખોટા જ્ઞાન, જુગત કો ઝૂમણો,
બેસર હરિ કો નામ, ચૂડો ચિત ઊજળો.

જિહર શીલ સંતોષ, નિરત કે ઘૂંઘરો.
બિંદલી ગજ ઔર હાર, તિલક ગુરુજ્ઞાન કો:
સજ સોલહ સણગાર, પહરિ સોને રાખડી:
સાંવલિયા સૂં પ્રીત, ઔરાં સૂં આખડી."

## પત્નીભાવની ઉપાસના :

મીરાંની ઉપાસના પત્નીભાવની છે: એમણે ભગવાન કૃષ્ણને હંમેશા 'સ્વામી' તરીકે સંભાર્યા છે. કબીરની જેમ એમણે ઈશ્વરના આવા સગુણ રૂપની અવહેલના કરી નથી. જેમ દમ્પતીમાં પરસ્પર ભેદભાવ રહેતો નથી, તેમ કૃષ્ણથી એમણે કોઈ પણ વખત દૂરત્વ અનુભવ્યું નથી. જેમ પત્ની પોતાના સ્વામીની વાટ ઉત્સુકતાથી જોઈ રહે તેમ એ ગિરધરના આગમનની રાહ વ્યાકુલ બનીને જોઈ રહે છે:—

"આવો મનમોહના જી! જોઊં થાંરી બાટ:
ખાનપાન મોહિ નેક ન ભાવે, નૈણુ ન લાગે કપાટ:
તુમ આયા બિન સુખ નહિં, મેરે દિલમેં બહોત ઉચાટ."

મન-માન્યા પ્રિયતમનો સાક્ષાત્કાર થતાં એ કહે છે:—

"પિયા જી! મ્હારે નૈણાં આગે રહજ્યો જી,
નૈણાં આગે રહજ્યો, મ્હાને ભૂલ મત જાજ્યો જી—"

બીજા એક પ્રસંગે, પ્રિયતમ રૂઠયા છે: બોલાવવા છતાં બોલતા નથી, અને આંખ સરખી ઉપાડતા નથી: ત્યારે પ્રેયસીને કેટલું બધું દુઃખ થાય છે, એ મીરાબાઈએ ખૂબ સ્વાભાવિકતાથી વર્ણવ્યું છે:—

"તનક હરિ! ચિતવો જી, મેરી ઓર:
હમ ચિતવત તુમ ચિતવત નાહીં: દિલ કે બડે કઠોર:
મેરે આસા ચિતવનિ તુમ રી, ઔર ન દૂજી દોર—"

ભગવાનની ભક્તિનું સ્વરૂપ ભક્તની ભાવના પર નિર્ભર છે. કોઈને યશોદાના પુત્રરૂપે દર્શન થાય છે, તો કોઈને અર્જુનના સખારૂપે શ્રીકૃષ્ણના દર્શન થાય છે. મીરાંએ કૃષ્ણની ભક્તિ ગોપીઓની પેઠે પતિભાવથી કરી છે: છતાં જ્યાં ગોપીઓ પત્ની તરીકે સમાનતાનો દાવો કરી શકે છે ત્યાં મીરાં તો 'દાસી' બની, નિષ્ઠાવાન રહી, આત્માની શાંતિ મેળવવા ઇચ્છે છે. એટલો એમાં સૂક્ષ્મ ભેદ છે.

મીરાંનો પ્રેમ આદર્શ હિંદુ પતિવ્રતા સ્ત્રીનો પ્રેમ છે: તેથી પ્રિયતમ પર એ રીસ ક્યાંથી ચઢાવી શકે? પતિનો દોષ ક્યાંથી જોઈ શકે? મીરાંના કૃષ્ણ, ગોપીઓના કામી કૃષ્ણ નથી. મીરાંના ગિરધર-ગોપાળનો રંગ જુદો છે: મીરાંને એના બાહ્યના રૂપ સાથે નિસ્બત નથી. એમનું ધ્યાન છેક સુધી એક જ છે. બસ પ્રિયતમ સાથે મિલન. મીરાંનો આ પ્રેમ વિશુદ્ધ અને અલૌકિક છે. એનો આરંભ, એમને ગિરધરની મૂર્તિ મળી અને એમને બાળપણમાં 'રામ રમકડું જડિયું' ત્યારથી, થયો છે. યુવાનીના ઉંબરામાં પગ મૂકતાની સાથે તેના ઉપર દારુણ દુઃખ તૂટી પડ્યું. બાળપણમાં ઊગેલા પ્રેમભક્તિના અંકુર પર હીમ પડ્યા જેવું થયું! પરંતુ ગિરધરગોપાળનું સ્મરણ તેમને આશ્વાસનરૂપ બન્યું. પતિના અભાવમાં, પોતાના દિલનો બધો પ્રણયભાવ તેમણે બાલકૃષ્ણ પર ઢોળ્યો અને મનને મનાવ્યું:—

"મેરે તો ગિરધર ગોપાલ, દૂસરા ન કોઈ
જાકે સિર મોર મુકુટ મેરો પતિ સોઈ"

### મીરાંનાં પદોમાં નિર્ગુણ અથવા રહસ્યવાદ :

મીરાંનાં કેટલાંક પદોમાં નિર્ગુણ ભક્તિ અથવા રહસ્યવાદ (mysticism) ગૂઢ ઘેનો નજરે આવે છે, અને એ કબીર, નાનક આદિ નિર્ગુણ ભક્તકવિઓની પ્રચલિત પરંપરાના સંસ્કારનું ફળ છે. પરંતુ મીરાંબાઈનું તત્ત્વજ્ઞાન એ કેવળ "તત્ત્વનું રૂપક" કે લુખ્ખો બ્રહ્મવાદ નથી. એમણે રહસ્યવાદની સાથે હૃદયવાદના સૂક્ષ્મ તંતુઓને ઓતપ્રોત

કરી દીધા છે: અને તેને લીધે, તેમણે વર્ણવેલા નિરાકાર બ્રહ્મ સાકાર આત્મવાદની બહુ નિકટ આવી જાય છે: એ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાના વિચારે, હૃદય ઉલ્લસિત બને છે અને એના દર્શન આંખથી આઘા જાય નહીં એની અંતરમાં ઇચ્છા જાગે છે :—

"નૈનન બનજ બસાઉં રી, જો મૈં સાહિબ પાઉં રી:
ઇન નૈનન મેરા સાહિબ બસતા, ડરતી પલક ન લાઉં રી:
ત્રિકુટી મહલ મેં બના રે ઝરોખા, તહાં સે ઝાંખી લગાઉં રી:
શૂન્ય મહલ મેં સુરતિ જમાઉં, સુખ કી સેજ બિછાઉં રી"

વળી બીજું પદ જુઓ :—

"હેરી મૈ તો દરદ—દિવાની, મેરા દરદ ન જાને કોઈ:
સૂલી ઉપર સેજ હમારી, કિસ બિધ સોણા હોઈ?
ગગન મંડલમેં સેજ પિયા કી, કિસ બિધ મિલણા હોઈ?"

કંઈક સૂફીવાદની 'બાની'ની અસર પણ મીરાના કેટલાક પદોમાં જોઈ શકાય છે: 'દારૂ', 'દર્દ', 'દિવાના' વગેરે શબ્દો મીરા વાપરે છે: મનને 'હોરી' ખેલવાનું એક પદમાં એ કહે છે: કારણ કે પ્રેમ મસ્તીના દિવસો કોક જ વખત આવે છે; અને એ દિવસો ચિરસ્થાયી હોતા નથી :—

"ફાગુન કે દિન ચાર રે, હોરી ખેલ મના રે!—
બિન કરતાલ પખાવજ બાજૈ, અણુહદકી ઝણકાર રે:
બિન સૂર રાગ છતીસૂં ગાવૈ, રોમ રોમ રંગ સાર રે:
શીલ સંતોષ કી કેસર ઘોળી, પ્રેમપ્રીત પિચકાર રે:
ઉડત ગુલાલ લાલ ભયે બાદર, બરસત રંગ અપાર રે:
ઘટ કે સબ પટ ખોલ દિયે હૈં, લોકલાજ સબ ડાર રે:
હોલી ખેલ પ્યારી ઘર આયે, સોઈ પ્યારી પિય પ્યાર રે:
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, ચરણ કમલ બલિહાર રે—"

એક બીજું પદ ઉદાહરણ માટે બસ થઈ પડશે :—

"પિયા ! મૈં બૈરાગણ હોઉંગી હો—
જયા બેસા મ્હારો સાહેબ મિલગ્યા, સોઈ ભેખ ગહુંગી હો–પિયા૦

ગેરુજ્ઞાન રંગુ તન અપણો, મન–મુદ્રા પેરૂંગી હો :
પ્રેમ પ્રીતસું હરિ-ગુણ ગાઉં, ચરણાં લિપટ રહુંગી હો–પિયા૦

શીલ સંતોક ધર્યો ઘટ ભીતર, શમના પકડ રહુંગી હો :
જાકો નાવ નિરંજન કહિયે, તાકો ધ્યાન ધરૂંગી હો–પિયા૦

યા તન કી મૈં કરૂ કિંગરી, રસના રામ રટૂંગી હો :
મીરાં કે પ્રભુ ગિરિધર નાગર, સાધાં કે સંગ રહૂંગી હો–પિયા૦"

## અગમવાદનાં પદોનું રહસ્ય :

મીરાં કૃષ્ણચંદ્રને કેવલ સગુણરૂપ ભગવાન કહીને અટકી જતાં નથી; તેમની અનેક લીલાઓને તે સંભારે છે : છતાં સાથે સાથે 'પૂરવ-જનમ કા સાથી' તથા 'મ્હારો ભરતાર'–એવી આત્મીયતાથી શ્રીકૃષ્ણને એ સંભારે છે; અને એમને 'બાહ ગહેકી લાજ'ની દુહાઈ દઈને, તેમની સ્વકીયા પત્ની બનવા સુધીનો પ્રસંગ એ વર્ણવે છે અને આ જ શ્રદ્ધાભૂત કારણથી એ 'પિવ', 'ધણી', સૈયા', 'સાલમા', 'સાજન' અથવા 'વર' કહેવાની પણ હિમ્મત કરે છે. આ રીતે કૃષ્ણની સગુણમૂર્તિ ઉપર જ એ વારી ગયાં હતાં : અને તેને માટે જ 'દિવાના' થયાં હતાં આમ મીરાંબાઈના ઇષ્ટદેવ સગુણ અને સાકાર શ્રીકૃષ્ણ નક્કી થવાથી, મીરાંની સાધનાને પણ ગોપીભાવની પ્રેમસાધના તરીકે ઓળખાવી શકાય તેમ છે

પરમાત્માના મિલન માટે એમની સાધના, આમ નિર્ગુણમતવાદી સંતોથી જુદા પ્રકારની હતી, છતાં તેમના પદોની પરિભાષામાં તેમણે નિર્ગુણપંથી સંતોની ભાષાને અપનાવી છે. 'ત્રિકુટી મહલ' એટલે બન્ને

ભમ્મરોના મધ્યભાગમાં સત્રિસ્થાન છે તે તે સ્થાનના ઝરુખા અથવા છિદ્રમાંથી પરબ્રહ્મની ઝાંખી કરવાની એ વાત કરે છે 'સુન્ન મહલ' અથવા મુર્ધના( માથા )ના ભાગમાં બ્રહ્મરન્ધ્ર' એ બ્રહ્મરન્ધ્રમાં પોતાની 'સુરત' જગાડીને અથવા ધ્યાન લગાડીને એ સુખની સેજ બિછાવે છે અથવા પરમાનંદનો અનુભવ કર્યા કરે છે તેથી તેના 'સાહિબ' સદા પ્રત્યક્ષ રહી શકે છે —

"નૈનન બનજ બસાઊ રી, જો મૈ સાહિબ પાઊં—ટેક૦
ઈન નૈનન મેરા સાહિબ બસતા ડરતી પલક ન નાઊં રી
ત્રિકુટી મહલ મે બના હૈ ઝરોખા, તહાંસે ઝાંખી લગાઊં રી
સુન મહલમે સુરત જગાઊં, સુખ કી સેજ બિછાઊં રી
મીરાં કે પ્રભુ ગિરિધર નાગર, બાર બાર બલિ જાઊં રી–"

આ પ્રકારની 'સુખ-કી સેજ'નું વર્ણન બીજા એક પદમાં 'સેજ સુષુમણા' તથા 'ગગન મંડલ કી સેજ'દ્વારા પણ કર્યું છે સુષુમ્ણા અથવા બ્રહ્મનાડીની સહાયતાથી સાધના કરીને, 'સહજ સમાધિ'માં પરમાત્મલીન થયાની અવસ્થાનું વર્ણન પણ મીરાં કરી આપે છે, અને આવે વખતે, કોઈ વાસકસજ્જા નાયિકા પ્રિયતમ-સંયોગ માટે અધીરી થઈ રહી હોય તેવા પ્રકારનું, રૂપક મીરાંબાઈએ યોજ્યું છે "સેજ સુષમના મીરાં સોવૈ, શુભ હૈ આજ ઘડી' તથા "ગગનમંડલ પૈ સેજ પિયા કી, કિસવિધ મિલણા હોઈ?" આ 'ગગનમંડળની સેજ'ને કોઈ વાર 'અગમ અગારી', 'અગમ કે દેશ' કે 'અમરલોક' પણ કહ્યો છે ['દીપક જોઊં જ્ઞાન કા, ચઢૂં અગમ અગારી હો' 'ચાલો અગમ કે દેશ, કાલ દેખત ડરે' 'મીરાં કે પ્રભુ ગિરધર નાગર, અમર લોકમેં રહણા']

'હોલી'માં પચરંગ 'ચોલા' -

મીરાંએ 'હોલી' સંબંધી એક પદમાં કહ્યું છે કે "બિનિ કરતાલ

પખાવજ બાજે, અણુહદ કી ઝણકાર રે": આ અનાહત શબ્દની સાથે પંચતત્ત્વોદ્વારા નિર્માણ થયેલા શરીરને 'પચરંગ ચોલા'નું નામ પણ આપ્યું છે

"મૈં ગિરધર સંગ ગાતી, સૈયાં મૈં ગિરધર સંગ રાતી:
પચરંગ ચોલા પહર સખી! મૈં, ઝિરમિટ ખેલન જાતી.
ઓઢિ ઝિરમિટમા મિલ્યો સાંવરો, ખોલ મિલી તન ગાતી–"

—[ઝિરમિટના ખેલમા, ખેલ ખેલનાર પોતાનું શરીર ઢાંકી રાખે છે: અને એકબીજાને તેની એકદમ પિછાન ન થઈ જાય તેટલા સારૂ, ફકીર લોકો પહેરે છે તેવો પચરંગી કપડા સીવીને બનાવેલો, ઓઢો અથવા ઝભ્ભો પહેરી લે છે.]

અર્થાત્ પોતાનો જીવાત્મા, પોતાના કર્માનુસાર પ્રાપ્ત થયેલી મનુષ્ય યોનિનું શરીરાવરણ ધારણ કરીને, એકબીજાના વાસ્તવિક સ્વરૂપને ન પિછાનવાવાળા સારી પ્રાણીઓની વચમા પોતાના લૌકિક વ્યવહારમા પોતે ગૂંથાયેલો રહે છે એટલામા અચાનક, સદ્‌ગુરુના સંકેત અનુસાર મીરાં કહે છે કે એમની પોતાના પ્રિયતમ સાથે ભેટ થઈ ગઈ: અને તેમને ઓળખતા બરોબર, એ પોતે ઝટ નિરાવરણ થઈ ગયા અને પ્રિયતમને ગળે વળગી પડ્યા, અર્થાત્ તન્મય બની ગયા!

**'જોગિયા'નાં પદ:**

મીરાંના અનેક પદમા 'જોગી', 'જોગિના', 'સુરતિ', 'શૂન્ય' 'સદ્‌ગુરુ' આદિ શબ્દ આવે છે: અને તે ઉપરથી એમના ઉપર નિર્ગુણોપાસક સંતોની સાધનપ્રણાલીનો પ્રભાવ અને તેમની ઉક્તિઓની ઝલક પ્રતિબિંબિત થવાનું માનવાને મન થાય છે મીરાં ઉપર ખરેખર, કોઈ સંત સાધનાનો પ્રભાવ પડ્યો હશે કે કોઈ યોગી અથવા સંત સદ્‌ગુરુની તેમના ઉપર ઘેરી છાપ પડી હશે તેવો પ્રશ્ન ખરેખર ઉદ્‌ભવે છે. કોઈ પદમા રૈદાસ ગુરુનો સ્પષ્ટ ઉલ્લેખ વળી આ સમસ્યાને અધિક કઠિન

બનાવે છે: એટલે કેટલાક લોકો આવાં પદો ઉપરથી મીરાંબાઈને ‘ રૈદાસી ’ કહેવા તૈયાર થાય છે, તો કેટલાક તેમને ‘ નાથપંથી ’ સ્થાપવા કોશીશ કરે છે: કારણ કે જે મધ્યયુગની અધ્યાત્મધારાના જમાનામાં ગોરખ તથા કબીર, નાનક અને રૈદાસ જેવા સંતો પ્રસિદ્ધ થઈ ચૂક્યા હતા; અને તેમની અસર નીચે ગોરખપંથ, કબીરપંથ, નાનકપંથ તથા રૈદાસપંથ જેવા સંત-સંપ્રદાયો ભારતભરમાં ફેલાયા હતા, અને તેમની સાધનાઓની તથા ચમત્કારોની વાતો લોકોની જીભે ચઢી ગઈ હતી, તે સાધનપ્રણાલીથી મીરાંબાઈ ક્યાંથી અપરિચિત રહી શક્યાં હોય?— એવું અનુમાન સહેજે થાય છે

પરંતુ મીરાએ યોજેલા સંતસાધનાના પારિભાષિક શબ્દોને તેમની સગુણ ભક્તિના સંદર્ભમાં સમજવાની જરૂર છે. ઉદાહરણ જોઈએ :—

“ પચરંગ ચોલા * પહિર સખી રી, મેં ઝિરમિટ ખેલન જાતી :
ઓહ ઝિરમિટમાં મિલ્યો સાંવરો, ખોલ મિલી તન ગાતી. ”

‘ પચરંગ ચોલા ’નો અર્થ પાંચ તત્ત્વોનું બનેલું ભૌતિક શરીર એવો થઈ શકે: એ પંચભૂતના શરીરથી નિરાવરણ થઈને, ‘ સાંવરિયા ’ને એ મળવા ચાહે છે આ આવરણ તે માયા :

‘ સુરત નિરત ’નો અર્થ :

‘ સુરત નિરત કો દિવલો સંજોલે, મનસા કી કરિ બાતી :
અગમ ઘાણી કો તેલ બનાયો, બાલ રહી દિનરાતી. ’

---

* સૂરદાસે પણ ‘ ચોલા ’નો શબ્દ-પ્રયોગ કર્યો છે :—

‘ અબ મૈં નાચ્યો બહુત ગોપાલ—
કામ ક્રોધ કો પહિર ચોલના, કંઠ વિષયકી માલ. ’

ઉપર કહ્યું છે તેમ ‘ ઝિરમિટ ’ના ખેલમાં, રમનારાઓ પોતાના શરીરને ઢાંકેલું રાખે છે, જેથી એકબીજાને કોઈ ઝટ ઓળખી ન શકે: જીવાત્મા પોતાના કર્માનુસાર મળેલા મનુષ્યશરીરનું આવરણ ધારણ કરે છે. તેથી બીજાના વાસ્તવિક સ્વરૂપને ઓળખ્યા વગર, પોતપોતાનો લૌકિક વ્યવહાર મનુષ્યો કર્યા કરે છે : એ રૂપકનો ધ્વનિ છે.

આ લીટીમાં ' સુરત 'નો અર્થ નિરન્તર નામસ્મરણ, ત્રિગુણથી બંધાઈ રહેલું મન એ ' બાતી ' (વાટ્ય), અને સ્નેહ (તેલ) છે ' અગમ ' (અગમ્ય)નું: એટલે કે અબાધ પ્રેમ હોય તો જ અખંડ નામસ્મરણ ચાલુ રહી શકે: આ પદમાં વળી ઇષ્ટદેવ પણ તેમના ' ગિરધર નાગર ' જ છે:

"જાઉં ન પીહર જાઉં ન સાસરે, હરિસૂં સૈન લગાતી:
મીરાકે પ્રભુ ' ગિરધર નાગર,' હરિ-ચરણા ચિત લાતી:
મેં ગિરધર-રંગ રાતી સૈયા, મેં ગિરધર રંગ રાતી–"

આમ ' સુરત ' શબ્દનો પ્રયોગ, પ્રેમયુક્ત પ્રભુના નામની સ્મૃતિના અર્થમાં થયો છે. ' સુરત નિરત ' એ સુરતની પૂર્ણાવસ્થા સૂચવે છે: ' સુ-રતિ ' એટલે પ્રેમલક્ષણાભક્તિ અને ' નિરતિ ' એટલે નૃત્યાદિદ્વારા જે ભક્તિ પ્રગટ થઈ–એ, તો મીરાના જીવનમા હંમેશા ઓતપ્રોત થયેલાં છે: ' સુરતિ કી કછની કાછું'ગી ' એ પદમા. નટનાગરની આગળ નૃત્યના રૂપમા ભક્તિને પ્રગટ કરવાનુ તેમણે અનેક પદોમા કહ્યું છે. મીરાં કોઈ મૂર્તિમાન વ્યક્તિના પ્રેમમા ' દિવાની 'થઈ હતી: એટલે એમનો ગોપી-ભાવ કૃષ્ણપ્રાપ્તિ માટે જ ઝળહળી રહ્યો હતો

**' સતગુરુ 'નો અર્થ:**

' સદ્દગુરુ 'નો અર્થ નીચેના પદમા ' પરમાત્મા ' લેવો ઉચિત છે. સદ્દગુરુદ્વારા મળેલો ' શબ્દ ' (' સદ્દગુરુ શબ્દ ') એટલે પ્રભુનું નામ: કારણ કે ગુરુ મહિમા સગુણોપાસકને તથા નિર્ગુણોપાસકને, એકસરખી રીતે પ્રિય લાગે છે. સદ્દગુરુ પ્રત્યે શ્રદ્ધાભક્તિ સંભવી શકે છે: પરંતુ તેમના પ્રત્યે પ્રેમ કે તેમનો વિરહ થયો કહેવો શોભતો નથી.

' કોઈ કછુ કહે મન લાગા:
જનમજનમ કો સોયા, મનુવા, સતગુરુ-સબદ સુણ જાગા:
ઐસી પ્રીતિ લગી મનમોહન, જ્યૂં સોના મેં સોહાગા. '

* * *

'ભર મારી રે બાના, મેરે સતગુરુ વિરહ લગાય કે
સતગુરુ ઔખદ ઐસી દીન્હી, રુમ રુમ ભઈ ચઈના'
સતગુરુ જૈસા વૈદ ન કોઈ, પૂછો વેદ પુરાના'

આ વૈદ એટલે ખરેખર પરમાત્મા બીજા એક પદમાં મીરાંબાઈએ સ્પષ્ટ કહ્યું છે કે વૈદ પોતે 'સાંવરા' જ છે —

'મીરા કી તબ પીર મિટેગી, જબ વૈદ સાંવરિયા હોય'

* * *

'મ્હાને સતગુરુ વેગા આજ્યોજી, મ્હારે સુખ રી સીર લુટાજ્યો—
તુમ બિછડિયા દુખ પાઉંગી, મેરા મનમાંહી મુરઝાઉંગી
મૈં આરતિ જ્યૂં કુરલાઉંગી, કઠ બ દિન દિન જાઉંગી'

* * *

'જબ જબ સુરત લગે વા ઘરકી પલપલ નૈનન પાની
જ્યોં હિયે પીર તીર સમ સાલત, કસક કસક કસમાની,
ખોજત ફિરત ભેદ વા ઘરકો, કોઈ ન કરત બખાની
રૈદાસ સન્ત મિલે મોહિ સતગુરુ દીન્હો સુરત સહદાની
મીરા મન માની સુરત સૈલ અસમાની

## સંત રૈદાસનો ઉલ્લેખ:

ઉપર 'રૈદાસ સંત'નો અર્થ એટલો લેવો ઘટે છે કે મીરાંએ રૈદાસના કોઈ શિષ્ય-પ્રશિષ્યદ્વારા, નહિ કે સ્વ૰ રૈદાસ પાસે, દીક્ષા લીધી હોવી જોઈએ. કારણ કે એ પ્રસિદ્ધ છે કે 'રાજકુળ'ના રાણીવાસમાં, મીરાંના આવ્યા પહેલાં, સંત રૈદાસનો પ્રવેશ થયેલો હતો. રૈદાસની શિષ્યા મેવાડની ઝાલી રાણી હતી. મીરાંના શ્વશુર કુળ તથા પિતૃ કુળ બન્ને ઉપર વૈષ્ણવભક્તિનો પ્રભાવ પડેલો હતો. એટલે આવા પરિચય ઉપરથી મીરાંએ 'સંત-શબ્દદ્વારા' પોતાની ભક્તિ પ્રગટ કરી હોય તે ખૂબ સ્વાભાવિક લાગે છે.

'જોગિયા' પદનો પ્રયોગ'

હવે જોઈએ કે 'જોગી' અથવા 'જોગિયા શબ્દ મીરાબાઈ ગને માટે પ્રયોજે છે? 'સતન ઢિગ બઠ્ઠિબૈઠિ લોક લાજ ખોઈ'—એ પંક્તિમા 'સતન ઢિગ નો અર્થ 'નિર્ગુણી સતોનો સમા ૮' એમ લેવુ ઠીક નથી સતનો સામાન્ય અર્થ 'સાધુ' છે અને એ ૮ શબ્દ ભક્તો માટે પણ વપરાય છે ગાઈ સત જ્યારે નિર્ગુણની ઉપાસના કરે ત્યારે જ તેને 'નિર્ગુણધારા નો સત કહી શકાય

'જોગિયા, તૂ કબ ર મિલોગે આઈ?
તેરે હી કારણ જોગ લિયા હે, ઘર ઘર અલખ જગાઈ'

આ પદમા 'જોગિયા' અવશ્ય મીરાના પ્રેમી છે બીજા એક પદમા 'જોગી'ને પોતાનો પ્રેમપાત્ર કહ્યો છે —

'જોગિયા સે પ્રીત–કિયા દુખ હોત
પ્રીતિ કિયા સુખ નાહિ, મોરી સજની, જોગી મિત ન ગય!

પોતાના પ્રેમીને માટે, 'જોગિન થઈને તેની શોધ કરવી, એ ભાવના વિરહિણીઓ માટે નવી નથી પુરુષનુ પ્રેમિકાને માટે 'જોગી' થઈને નીકળી પડવુ, અને વિયોગિનીનુ જોગણના વેષનુ ધારણ કરવુ—એવા વર્ણનો જૂના સાહિત્યમા ઘણા મળે છે તેટલા જ ઉપરથી તેમને—તેની વિરહિણીઓને—નાથપથ, કબીરપથ કે એવા કોઈ સતમતમા ભળેલી માનવાની જરૂર નથી

મીરાના 'જોગિયા (યોગી) કૃષ્ણ જ છે કૃષ્ણને યોગીરૂપમા સબોધવામા ઔચિત્ય છે એવો પ્રેમી, થોડા એવા કાળના સયોગ પછી, તે પ્રેમિકાનો ત્યાગ કરીને જતો રહ્યો હોય—તેને 'યોગી' કહીને તેના મિલન ('યોગ')નુ સ્મરણ કરવુ એ સાભિપ્રાય કથન છે —

"જોગી, મત જા, મત જા મત જા—
પાઈ પરુ મૈ તેરી હૌ—
પ્રેમભગતિકો પૈડો હી ન્યારો, હમકૂ ગૈલ બતા જા'

આ પ્રસિદ્ધ ગીતમા ' જોગી ' પ્રત્યે પ્રેમનુ પ્રત્યક્ષ કથન થયેલુ છે.

' જોગી 'ના રૂપમા મીરાએ કૃષ્ણનુ જ સ્મરણ કર્યું છે : એ પ્રકારની ભાવના ગોપીઓએ પણ વ્યક્ત કરેલી છે :

" જોગિન હોઈ જંગલ સબ હેરુ, તેરા ન પાયા બેસ;
તેરી સૂરત કે કારણ, ધર લિયા ભગવા ભેખ :
જા તન ઉપર ભસમ રમાઊ, સોર કરુ સિર કેસ,
ભગવા બેસ ધરુ તુમ કારણ, ઢૂંઢત ચ્યારો દેસ. "

## ૪

# મીરાંનું કવન

**પદ-રચનાનો યુગ :**

કૃષ્ણભક્તિએ પંદરમા સૈકામાં જે કવિતા ઉત્તર તથા મધ્ય ભારતમાં સરજાવી છે તે બહુધા 'પદો'માં જ છે. વૈષ્ણવ અષ્ટછાપના કવિઓ—સૂરદાસ, નંદદાસ, પરમાનંદદાસ—જેવા તથા કબીર, તુલસીદાસ, દાદૂ, નાનક વગેરેએ, મોટે ભાગે મુક્તક જેવો છૂટક પદોનો પદ્યપ્રકાર જ ખેડ્યો છે. આ જ યુગમાં થઈ ગયેલાં મીરાંબાઈએ પણ મોટે ભાગે પદોની જ કવિતા રચી છે. પ્રબંધબદ્ધ કથારચના કરવી એવી તેમની કદી પણ નેમ નહોતી.

મીરાંના નામથી ઉપલબ્ધ પદોમાં મળી આવતું ભાષાનું મિશ્રણ, વિષય તથા વિચિત્રતાઓ ઉપરાંત એ પદોમાં ભાવ તથા વિચારની અભિવ્યક્તિમાં કેટલીક અસંગતિઓ પણ નજરે ચઢે છે. કેટલાક પદોમાં કબીર, રૈદાસ, દાદૂ આદિ સંતકવિઓની વિચારપરંપરાની ધારા તેમાં વહેતી જણાય છે, તો કેટલાકમાં નાથ સંપ્રદાયની માન્યતાઓની સાંકેતિક શબ્દાવલી નજરે પડે છે. કેટલાક પદોમાં ભાગવતપુરાણમાં ગાયેલી કૃષ્ણલીલાની ભાવોર્મિ વ્યક્ત થયેલી જણાય છે, તો કેટલાક પદોમાં ઉગ્રવિરહ, વિનય તથા દીનતાનો ભાવ પ્રગટ થયેલો છે અને બીજામાં માધુર્યભાવની ભક્તિ વ્યક્ત થયેલી જોઈ શકાય છે.

**પદોની ગાન-પરંપરા :**

મીરાંનાં પદ લખાયાં નહોતાં, પરંતુ તે ગવાતાં હતાં. મીરાં ભક્ત હતાં. એટલે એમણે ભક્તિભાવના આવેશમાં પોતાના 'ગિરધર

નાગર 'ની મૂર્તિની સન્મુખ, અથવા તીર્થયાત્રામાં માર્ગ પર ચાલતાં ચાલતાં કે વૃંદાવન તથા દ્વારકાનાં મંદિરોમાં અથવા સાધુસંતોના અને મહાત્માઓના સમાગમના સમયમાં પોતાનાં પદોનું ગાન કર્યું હતું અને એ પદો મુખપરંપરાથી તથા શ્રુતિપરંપરાથી દૂર દૂર રેલાયાં હતાં, અને જનતાની ભજનમંડળીઓમાં તે જીવન્ત રહ્યાં હતાં.

સૂર, કબીર, રૈદાસ તથા અન્ય સંતોએ તથા મહાત્માઓએ પોતાનાં છંદો તથા પદો પ્રભુ સમક્ષ કે સંતમંડળી સમક્ષ રચીને ગાયાં હતાં. લખ્યાં નહોતાં. પરંતુ એ મહાત્માઓના શિષ્યોએ કે સંપ્રદાયના અનુયાયીઓએ એમના જીવનકાળમાં અથવા તો તેમના મૃત્યુ બાદ થોડા જ સમયમાં એમની રચનાઓ લિપિબદ્ધ કરી લીધી હશે. જે સંતોના નિરૂપાયના ગુટકાઓમાં સચવાઈ રહી છે.

મીરાંબાઈના સંબંધમાં એટલું વિશેષ છે કે મીરાંબાઈ સંપ્રદાયમાં જોડાયાં નહોતાં તેમ જ તેમની કોઈ શિષ્યપરંપરા પણ નહોતી ('મીરાં સુત જાયો નહિ, શિષ્ય ન મુંડચો કોઈ'). એટલે એમનાં પદો ઘણો સમય સુધી લિપિબદ્ધ થયાં નહોતાં, અને કેવળ મુખપરંપરાથી તેનો પ્રચાર થતો રહ્યો હતો. રાજસ્થાન, વ્રજ અને ગુજરાત તો તેમની વિહારભૂમિ હતી. એટલે યાત્રાનિમિત્તે હંમેશાં હરફર કરતી ભક્તમંડળી દ્વારા મીરાંનાં પદોનો પ્રચાર દૂર દૂર પંજાબ, મહારાષ્ટ્ર અને બંગાળમાં પણ થવા પામ્યો હતો.

## મીરાંનો ગોપીસદૃશ પ્રેમ :

પરકીયાનો જેવો પ્રિયતમ ઉપર પ્રેમ હોય છે તેવો પ્રેમ ભક્તે ઉપાસ્ય ઉપર રાખવો એ જ પ્રેમભક્તિ છે, એ જ પ્રેમરસવાદ છે. પ્રત્યેકનો સ્વકીયા પ્રત્યેનો પ્રેમ તેવો જ હોવો જોઈએ, છતાં પરકીયા પ્રેમમાં પ્રેમની પરાકાષ્ઠાની પ્રતીતિ પ્રાકૃત લોકોને વધારે સ્પષ્ટ થાય છે તેથી તે દૃષ્ટાન્તરૂપ ગણાય છે. પરકીયા જેમ અનેક કષ્ટો અને સંકટો

સહે છે અને ગમે તે ભોગે સ્વપ્રિયતમના મુખનું દર્શનમાત્ર પણ લેવા ચાહે છે તેમ, ભક્ત પણ મુક્તિરૂપ દુષ્પ્રાપ્ય વસ્તુ પ્રાપ્ત કરવા માટે સંકટો સહેવા ધટે છે એવા તપનું ફલ અંતે અભેદભાવની પ્રાપ્તિમાં થાય છે તે દાસત્વ, સખ્ય, આદિ ભક્તિના બીજા ભાવો કરતાં ઉત્કૃષ્ટ છેઃ આ જ ઉદ્દેશને સિદ્ધ કરવા માટે મીરાંનું ભક્તિમય જીવન હતું: અને તેના આવિષ્કારરૂપે તેમનાં અનેકાનેક પદોની રચના થયેલી છે.

દેવર્ષિ નારદે ‘ ભક્તિસૂત્ર ’માં ‘ ભક્તિ ’ની સમજણ આપતાં કહેલું છે કે ‘ भक्ति परमप्रेमस्वरूपा। यथा व्रजगोपिकानाम् ।’ નાભાદાસે તેથી જ મીરાંબાઈનો પરિચય આપનારા ‘ છપ્પય ’ની શરૂઆત જ ‘ सदरिश गोपीन को प्रेम, प्रगट कलजुगहिं दिखायो। ’—એ પંક્તિથી કરી છે. મીરાં પોતાનાં પદોમાં ‘ ભક્તિ નિશાન ગજાય કે ’ પ્રકટ કરે છે કે ‘ હું સાંવલિયાની પત્ની છું ’ આવી સાધનામાં રાધા તથા ગોપી પંક્તીયા છે. અને તેટલા પૂરતી મીરાંની ભક્તિ, મધ્વચૈતન્યની ‘ માધુર્યભાવ ’ની ભક્તિ સાથે ખૂબ મળતી આવે છે મીરાં પોતાને ‘ પૂર્વજન્મની ગોપી ’ તરીકે ઓળખાવે છે. અને કાન્તાભાવથી ‘ ગિરધરનાગર ’ને ભજે છે પદોમાં તેમને માટેના સંબોધનના શબ્દો પણ ‘ પિય ’ ( કૃષ્ણ )ને અથવા ‘ આલી ’, ‘ સખી ’, ‘ સહેલી ’ કે ‘ રમૈયા ’ને ઉદ્દેશીને આપ્યા હોય છે

મીરાંનું લજ્જાળુ હૃદય સંયોગ શૃંગારનું ખુલ્લું વર્ણન કરી શકતું નથી કારણ કે પોતે સ્ત્રી હતાં એટલે પોતાના પ્રિયતમના મિલનનું વર્ણન બીજા કોઈને શું કામ સંભળાવે ? મીરાંબાઈ પ્રગલ્ભા નાયિકા નથી, એ તો મુગ્ધા છે એટલે જ એમનાં પદોમાં સહજ સૌંદર્ય છે, ભોળપણ છે અને નારીસુલભ મંગલપ્રદ કમનીયતા પણ છે એ બધા ગુણોનું કારણ એ છે કે મીરાંનું ‘ ગોપી સદૃશ ’ જીવન હતું તેથી જ નાભાદાસે મીરાંની પ્રેમસાધના માટે ઠીક જ લખ્યું છે કે—

‘ સદરિશ ગોપીન કો પ્રેમ, પ્રગટ કલજુગહિં દિખાયો. ’

---

### સ્ત્રીહૃદયની ભક્તિ :

ભક્તિની પરાકાષ્ઠા જોવી હોય તો તે એક સ્ત્રીના હૃદયમાં જોવાને મળશે, પુરુષના હૃદયમાં નહિ. આત્મનિવેદન સુધીની ભક્તિમાં જોઈતું એવું સમર્પણ સ્ત્રી જ કરી શકે છે. તેથી જ હિંદીમાં સૂરદાસ અને ગુજરાતીમાં નરસિંહ તથા દયારામ કરતાં પણ મીરાંબાઈનાં પદ વધારે હૃદયસ્પર્શી બની શક્યાં છે —

"ગાતી માતી પ્રેમથી, નિત્ય ભગતિ ની મોડ,
રામ–રમણ ગાતી રહે ધન મીરાં રાઠોડ !"

સૂફી ઓલિયા ઇબ્રાહીમ આદમે બલ્ખની રાજગાદી છોડી, ફકીરી લીધી હતી. હુસેન મન્સૂર 'અનલ હક્ક' (अहं ब्रह्म) રટતા. એમના હાથપગ કાપી નાખવામાં આવ્યા, નાકકાન કપાયાં, જીભ કપાઈ, અને પછી તેમને શૂળી આપવામાં આવી. છતાં એમણે હસતાં હસતાં બધું સહ્યું હતું.

પરંતુ મન્સૂરની શૂળી હતી એકવાર; મીરાંની શૂળી હતી વારંવાર. બંનેની વેદનાઓમાં એક અંતર છે—જે અંતર નિર્ગુણ તથા સગુણ ભક્તિમાં છે. નિર્ગુણવાળો પાર્થિવ યાતના ભોગવે છે. સગુણવાળો આધ્યાત્મિક. નિર્ગુણમાં આ સંસાર ગુણ બદલતો નથી, સગુણમાં એ સંસારનો ભૌતિક રંગ બદલે છે. સર્પનો પુષ્પહાર થઈ જાય છે, વિષનું અમૃત !

મીરાં મુખ્યત્વે નામોપાસક છે, નથી એ યોગાધિકારિણી કે નથી એ નિરાકારની ઉપાસિકા. નિર્ગુણ ઉપાસના અને યોગસંબંધી પરિભાષા તેમનાં પદોમાં આવે છે તે તો કબીર સાહિત્યની ચાલુ પ્રણાલીની અસરરૂપે છે.

રૂપસંબંધી મીરાંનાં પદ મુખ્યત્વે માધુર્યરસથી ભરપૂર છે.

શૃંગારરસનો મુખ્ય આધાર પ્રેમ અથવા રતિ છે. રતિની નિષ્પત્તિ

માટે ઉદ્દીપન સામગ્રી અને તે ઉપરાંત આલંબનમાં, વિભાવ તથા અનુભાવના અનેક સંચારી ભાવના મહાસમન્વયમાં, તે વ્યક્ત થાય છે. મીરા ભક્ત હતાં પરમ રસિક કૃષ્ણ એમના ઇષ્ટદેવ હતા. એમના પ્રત્યે તેમને પ્રેમજન્ય અનુરાગ હતો. તેથી મીરાંને રસિક કૃષ્ણની પ્રેમલીલાના એ શૃંગારરસને ઉત્પન્ન કરવા માટેનું ઉત્તમ માધ્યમ બન્યું છે.

## મીરા કોનો અવતાર ?

મીરાના પૂર્વજન્મના સંબંધમાં કંઈ કંઈ અનુમાનો કરવામાં આવ્યાં છે. 'પરચી'માં તેમને બાલકૃષ્ણના દર્શનથી વંચિત રહેલી ' ઋષિપત્નીનો અપર અવતાર ગણ્યો છે (જુઓ 'પરિશિષ્ટ ) એમનું પોતાનું એક પદ પ્રાપ્ત છે —

'કાઈ મ્હારો જનમ વારંવાર
પૂરબલા કાંઈ પુણ્ય ખૂટયા, માનુસા અવતાર—
બઢ્યા છિન છિન ઘટયા પલપલ જાત ના કછુ વાર—
બિરછરા જો પાત તૂટયા, લગ્યા ના ફિર ડાર—
ભવ સમુદ્ર અપાર દેખા, અગમ ઓખી ધાર—
લાલગિરધર, તરણ તારણ મીરા વેગે કરજ્યો પાર—'

૧. જાણે મીરાએ તેમના જીવનની સમસ્યાનો પ્રશ્ન ઉપરના પદમાં ઉલ્લેખ્યો છે તેનો જ ઉત્તર તેમની સહચરી લલિતાએ ન આપ્યો હોય તેમ બીજું એક પદ મળે છે [આ બંને પદ ડાકોરથી મળેલી સં. ૧૬૪૨ની હાથપ્રતમાં અનુક્રમે ૬૭ અને ૬૭ એમ સાથે જ ઉતારેલાં મળી આવ્યાં છે ] સખીનો ઉત્તર છે કે મીરા તમના જમાનાના 'ગધિકાનો અવતાર' હતા —

'નન્ત પ્રભો જનમિયા રી રાધિકા અવતાર—
જ્ઞાન ચૌરાંસ મહી ચોરાડે ધિનતા સન્તાર—
ગિરધર રી રચી બાજી ઘન પાના હાર—

સાધુ સંતા જાણુવતા, ચાલતા સંસાર—
દાસી મીરાં લાલ ગિરધર, જીવણા દિન ચાર—'

ભારતમાં એ માન્યતા નવી નથી કે કોઈનામાં પ્રતિભા દેખાય તો તેને કોઈ પૂર્વગામી સાથે, અવતારરૂપે જોડી દેવામાં આવે છે નાભાદાસે 'ભક્તમાળ'માં તુલસીને 'વાલ્મીકિનો અવતાર' કહ્યા છે દયારામ ભાઈને પુષ્ટિ ભક્તકવિ નંદદાસનો અવતાર કહેતા તેમ મીરાંને રાસ પૂનમે જન્મેલા રાધિકાનો અવતાર મનાવનારું પદ અહીં પ્રાપ્ત થયું છે

## મીરાંની પ્રેમમૂલા ભક્તિ :

કૃષ્ણ-પ્રેમની અમર ગાયિકા મીરાં, ભક્તિની સાક્ષાત પ્રતિમા જેવાં હતાં એમણે કહ્યું છે – 'મૈં તો સાંવરિયા રંગ રાતી' સાંવરાના રંગમાં રંગાવાથી એમનું હૃદય ઉજ્જ્વળ થયું હતું, પવિત્ર બન્યું હતું કવિતાને જો કવિના વ્યક્તિત્વની સાચી અભિવ્યક્તિ સ્વીકારવામાં આવે તો, મીરાંના જેવું જીવન અથવા તેવી ગીતરચના બીજા કવિમાં ભાગ્યે જોવા મળે છે પોતાના પ્રેમદગ્ધ હૃદયની વ્યાકુળતા જ એમનાં પદોદ્વારા વ્યક્ત થઈ છે ('લોક કહે મીરાં હો ગઈ બાવરી, સાસ કહે કુલનાસી રે—પગે ઘૂંઘરુ બાંધ મીરાં નાચી રે')

કૃષ્ણપ્રેમના પારસ-સ્પર્શે એમના હૃદયને કાંચનનું બનાવી દીધું હતું એમનો પ્રેમ એક જનમનો નહોતો પરંતુ એ 'સાંવરા મનમોહન' એમના 'જનમ-જનમના સાથી' હતા એક જન્મની પ્રીતિમાં આટલી સઘનતા અને એકનિષ્ઠતા ક્યાંથી સંભવી શકે? જન્મ-જન્માંતરથી મીરાં કૃષ્ણને જ પ્રિયતમ જાણતાં અને માનતાં આવ્યાં હતાં

ગિરધરલાલની એમની મિત્રતા ખૂબ પુરાણી છે, અને એથી જ એમની લગન એમને છૂટતી નહોતી આ જન્મમાં પણ છેક બાળપણથી જ ગિરધરને પોતાનો પ્રેમ અર્પણ કરી દીધો હતો તેમનું હૃદય પણ કૃષ્ણને વરી ચૂક્યું હતું આ કૃષ્ણને પ્રભુરૂપમાં નહિ, પરંતુ ભર્તા, સ્વામી

અને હૃદયેશના રૂપમાં એ ઝંખી રહ્યાં હતાં કુલવધૂ બન્યા પછી પણ એમની આ કૃષ્ણ પ્રત્યેની ભાવના બદલાઈ નહોતી એમણે પરમ ભાવથી શ્રીકૃષ્ણને પોતાના પ્રિયતમ અને પ્રાણ–સખા માન્યા હતા પોતાની આ ‘ પુરાની પ્રીત ’ને એ વારંવાર સંભાર્યા કરે છે કુમારી કન્યા એક જ વાર પોતાનો ‘ વર ’ પસંદ કરે છે, અને પોતાને ‘ લૌકિક વર ’ પ્રાપ્ત થતા પહેલાં મીરાં પોતાના અલૌકિક વરને પરણી ચૂક્યા હતાં અને આ ભાવને એમણે નિઃસંકોચપણે વ્યક્ત કર્યો છે —

‘ રાણાજી, મેં ગિરધર રે ઘર જાણી—
ગિરધર મ્હારો સાંચો પ્રીતમ, દેખત રૂપ લુભાણી
મેરી ઉનકી પ્રીત પુરાની, ઉનબિન પલ ન રહાણી—
પૂર્વ જનમકી પ્રીતિ હમારી, અબ નહીં જાત નિવાંણી ’

અને મીરાં અને કૃષ્ણનો આ સ્વયંવર સ્વપ્નામાં રચાયો હતો —

‘ માઈ, મ્હાને સુપનામાં પરણ્યા દીનાનાથ
છપ્પન કોટિ જાદૂ પધાર્યા દૂલ્હો સિરિ વ્રજનાથ
સુપનામાં તોરણ બંધ્યા રી સુપનામાં ગહ્યા હાથ
સુપનામાં મ્હાને પરણ્યા ગયા પાયો અચલ સુહાગ,
મીરાંરો ગિરધર મિલ્યા રી, પુરબ જનમ રો ભાગ ’

### સ્વકીયા તથા પરકીયાનો ભાવ :

આ અલૌકિક વર—ગિરધરલાલને મીરાંએ ‘ પિવ ’, ‘ ધણી ’, ‘ સૈયાં ’, ‘ બાલમા ’—એમ બધુ યે માન્યા હતા આમ મીરાં સ્વકીયા છે અને પરકીયા પણ છે પરમાર્થ દૃષ્ટિએ એ સ્વકીયા હતાં, લૌકિક દૃષ્ટિએ પરકીયા ભક્તની દૃષ્ટિમાં મીરાંબાઈ પરમ પૂજ્ય છે, મંગલ મૂર્તિ છે લોકદૃષ્ટિએ એ ‘ બિગડી ’ છે એ ‘ જગ–હાંસી ’ રૂપ છે બીજા કૃષ્ણભક્ત કવિઓએ રાધાકૃષ્ણના પ્રેમનું ગાન કર્યું છે અને તે નિમિત્તે રાધાના અનન્ય પ્રેમને ભક્ત માટે આદર્શ રૂપે રજૂ કર્યો છે પરંતુ

મીરાંબાઈ તો સ્વયં રાધાના ભાવનો જ અનુભવ કરતાં હતાં; એટલે તેમને રાધાકૃષ્ણલીલાનું અવલંબન લેવાની જરૂર જ નહોતી પડી. મીરાંએ રાધાને સ્થાને પોતાને સ્થાપેલાં હોવાથી, તેમણે તેમની લીલાઓને વૈખરીમાં ઉતારી નથી: કારણ કે પોતે જ ગિરધારીની સાથે ગોપીઓની જેમ કુંજલીલાઓ અનુભવે છે.

આમ મીરાંનો દિવ્ય પ્રેમ આત્મનિષ્ઠ છે: તેથી અન્ય પુરુષની શૈલીમાં–જેમ કવિ જયદેવે 'ગીતગોવિંદ'માં 'राधामाधवयोर्जयन्ति यमुनाकूले रहः केलयः।' યમુનાકાંઠા ઉપરની રાધામાધવની એકાન્ત કેલિઓનું ગાન કર્યું છે તેમ,–મીરાંબાઈને કરવું ઠીક લાગ્યું નથી. રાધાની સમાન પોતાને માનતાં મીરાંબાઈએ તેથી, પોતાના પ્રિયતમ સાથેનો નિત્ય લીલાવિહાર જે અનુભવ્યો તેને જ પોતાનાં પદોદ્વારા ગાયો છે. આ ભેદ મહત્ત્વનો છે. મીરાં, રાધા અને કૃષ્ણના મિલનનું કે અભિસારનું વર્ણન કરતાં નથી: પરંતુ એ તો 'પોતાના' અભિસાર કે મિલનનું જ ગીત ગાય છે.

આ ભિન્નતાને લીધે મીરાંનાં પદોમાં આટલી મર્મસ્પર્શિતા તથા પ્રેમમાદકતા આવી શક્યાં છે. મૈથિલી કવિ વિદ્યાપતિ, સૂરદાસ, નંદદાસ, હિતહરિવંશ આદિ કવિભક્તોએ રાધાકૃષ્ણના પ્રેમનું વર્ણન કર્યું છે; તેમ મીરાંએ પણ સંગીત અને માધુર્યની સાથે આ ભાવનું વર્ણન કર્યું છે. પરંતુ પુરુષ કવિઓ પોતાનું પુરુષપણું ભૂલી શકતા નથી: બંગાલના ચંડીદાસ રાધાકૃષ્ણના મિલનને સમયે માત્ર પોતે પાસે રહ્યા હોવાનું ગૌરવ અનુભવે છે: 'पाशे रहु चंडीदास': નરસિંહ મહેતા પણ રાસલીલાદર્શન વખતે, દીવટિયા બનીને બધી લીલાઓ ભાવપૂર્વક નિહાળે છે: તેમ જ 'સુરતસંગ્રામ' કાવ્યમાં એક વિધિકાર તરીકે, એક તટસ્થ વ્યક્તિ તરીકે, બધી લીલાઓના સાક્ષીભૂત એ બને છે: એટલે મીરાંના સમકાલીન હિંદી તથા વ્રજભાષાના કૃષ્ણભક્ત કવિઓની

હયાતીમાં, મીરાંના પદોનો આટલો આદર થતો હતો તે એમના આ એકનિષ્ઠ 'ગોપી–સદૃશ પ્રેમ'ની જ [illegible] હતી એમ ગણી શકાય.

**મીરાં અને રાધા:**

મીરાં જાણે રાધાના બીબામાં જ ઢળાયાં ન હોય તેમ, તેમની રાધા બનવાની કામના છાની રહેતી નથી: રાધાની પ્રેમભાવનાએ જ મીરાંને પ્રેરણા આપી છે: અને વિરહોન્માદિની રાધાની જેમ જ પોતાનું જીવન એ વીતાવે છે ('કોઈ કહે મીરાં ભઈ બાવરી, કોઈ કહે મદમાતી રે'). લોકલાજની શૃંખલા તોડીને બાવરી મીરાં, કૃષ્ણ-મિલનને માટે રાધાની માફક જ બહાર નિકળી પડે છે. એ કૃષ્ણની આગળ નાચે છે, આલિંગન સુખનો અનુભવ કરે છે, પલંગ પર 'પિવ'ના સંગમાં 'પોઢે છે': અને એમના અવિનાશી પ્રિયતમને રીઝવવાને માટે નવાં આભૂષણો પણ ધારણ કરે છે:—

'શ્રી ગિરધર આગે નાચૂંગી—
નાચિ નાચિ પિવ રસિક રીઝાઊં, પ્રેમી જન કૂં જાચૂંગી—
પ્રેમ રીતિ કી બાંધ ઘુંઘરૂ, સુરત કી કછની કાછૂંગી—
લોક લાજ કુલ કી મરજાદા, યામેં એક ન રાખૂંગી—
પિવ કે પલંગ જા પોઢૂંગી, મીરાં હરિ રંગ રાચૂંગી—'

બીજા એક પદમાં ગાયું છે —

'મૈં ગિરધર સંગ રાતી, સૈયાં, મૈં ગિરધર સંગ રાતી—
પચરંગ ચોલા પહિર સખીરી, મૈં ઝિરમિટ ખેલન જાતી—
ઓહિ ઝિરમિટમાં મિલ્યો સાંવરો, ખોલ મિલી તન ગાતી—'

મીરાંના શરીર પર કોઈ વસ્ત્ર નથી—મિલનના સમયમાં આવરણની શી જરૂર? એટલા માટે મીરાં 'વન પચરંગ ચોલા (પંચ ભૌતિક દેહ) ધારણ કરીને, પ્રિયની સાથે 'ઝિરમિટ'માં રમવાને જાય છે.

ચીરહરણ દરનાન શ્યામની સાથે ક્રીડા કરવાને માટે નિરાવરણ થઈ જવું એ આરંભ છે. ચગયુગથી પ્રેમિકાનો પ્રિય માટેનો અભિસાર જાણીતો છે મીરાં કૃષ્ણની ચિર–અભિસારિકા છે. એટલે જ અભિસાર–સુખનું મનોરમ વર્ણન એમના અનેક પદોમાં દૃષ્ટિગોચર થાય છે.

આત્મતત્ત્વના અંશો.

મીરાંબાઈના પદોને તેમના ભાવાર્થને અનુસરીને જુદા જુદા વિભાગોમાં વહેંચી શકાય. કેટલાક પદોમાં વર્ણવેલી ઘટનાઓ અથવા ભાવનાઓદ્વારા તેમના અંગિત જીવન પર આછો પ્રકાશ પડે છે. આ ‘જીવન ખંડ’ના આત્મચરિત્રાત્મક પદોમાં કોઈ પ્રત્યક્ષ નહિ પરંતુ સૂચિત ઘટનાનો નિર્દેશ મળે છે. મીરાંના પદો આમ નરસિંહ મહેતાની માફક અનેક દુવનપ્રસંગોનો ઉલ્લેખ કરે છે. ‘પ્રીત પૂરવની રે શું કરું? નાણાજી’, ‘મારું મન, વીંધાણું રાણા,’ ‘રાણા! હું તો ગિરધરને મન ભાવી,’ ‘અ તો નહિ માનું રાણા’ થારી મૈ વ પાયો ગિરધારી’, ‘રાણાજી તુમને જહર દીયો મેં ને જાની’— જેવા ભક્તિ–પ્રદાયની વિષયવસ્તુદ્વારા પ્રાપ્ત થતા પદોમાં આત્મચરિત્રનો સ્પષ્ટ ઉલ્લેખ હોય છે. એમનો પરિવાર તથા સમાજ–એ બધાની વચ્ચે મોટો મતભેદ પ્રવર્તતો હતો. આ મતભેદ અને સંઘર્ષ તો નાભાદાસના ‘કવિત’માં પણ સૂચિત થયેલો છે. મીરાંના સાધુ સમાગમની સમાજમાં નિંદા થતી હોવાથી મીરાં અને એમના સ્વજનો વચ્ચે તે બાબતમાં ભારે વિરોધ ઊભો થયો હતો.

આવા વિરોધ અને સંઘર્ષ બતાવનારા ઘણા પદો મોટે ભાગે વર્ણનાત્મક શૈલીમાં રચાયેલા મળે છે. કેટલાક પદોમાં સંવાદનું તત્ત્વ પણ નજર હોય છે. પોતાના ઉદ્ગારોને ભાવના આવેશમાં ગાતી વખતે મીરાંબાઈ ઉપર કહેલી વર્ણનાત્મક કે સંવાદાત્મક શૈલીનો ઉપયોગ કરે એમ માનવું તે બિલકુલ સંભવિત નથી. વળી કેટલાક પદોમાં તો મીરાંબાઈને ‘ધન ધન’ શબ્દથી તેમના દૃઢ ભક્તિભાવને ધન્યવાદ

આપવામા આવ્યો હોય છે તે પણ મીરાબાઈના પોતાના મુખમા શોભતુ નથી વળી આના પદોની ક્રિયા ત્રીજા પુરુષવાચક શબ્દોથી વર્ણવેલી હોય છે (જેમ કે 'ગોવિંદો પ્રાણ અમારો રે')—આવા પદો બીજા સતોની રચના છે એ નિર્વિવાદ છે.

આ પદો ઉપરથી સ્પષ્ટ થાય છે કે મીરાની મા, નણંદ ઊદાબાઈ, સાસુ અને બીજાં 'રાણા' સાથે મીરાબાઈને વાદ, વિવાદ અને સવાદ થતો રહ્યો હતો પ્રિયાદાસે નોંધેલો ઈતિહાસ તો બતાવે છે કે (જુવો, પરિશિષ્ટ ૬ કવિત ૪) ગૃહપ્રવેશની સાથે જ મીરાને પોતાના વડીલો અને સ્વજનો સાથે ગોત્રદેવીના પૂજન નિમિત્તે વિરોધ શરૂ થયો હતો તે પછી જનશ્રુતિઓદ્વારા મીરાચરિત્ર બગાળ, રાજસ્થાન, ગુજરાત, પજાબ વગેરે પ્રાતોમા પ્રચલિત થતુ રહ્યુ હતુ સ્વજનો સાથેનો મતભેદ વ્યક્ત કરનારા પદો મોટે ભાગે રાજસ્થાની ભાષામા મળે છે વ્રજભાષાની ઘેરી અસર તેમા દેખાય છે તેમ જ તજમડલના વષ્ણવ સતોની અસર પણ તેમા ઝીલાઈ છે

સ્વજનો સાથેનો મીરાબાઈનો નિખાલસ મતભેદ કટુ સઘર્ષમા પરિવર્તન પામે છે, અને પછી કુળમર્યાદાનો પૂજક રાણો જિવવા મીરાના સાધુ સમાગમને કારણે થાતી રાજકુલની બદનામી અટકાવવા માટે મીરાને 'તાળા ચોકી'મા રાખવા ઉપરાત, તેમને માટે 'ઝહર પિયાલા,' 'સાપ પિટારા' અને 'શૂલ સેજ' વગેરે દ્વારા તેમનો કાટો કાઢી નાખવાના પ્રયત્નો કરે છે એ પ્રયત્નો નિષ્ફળ જતા રીસે ચઢેલો રાણો જાતે ખડગ લઈને ધાય છે પરતુ છોભીલો પડે છે આની અપ્રિય ઘટનાઓથી ત્રાસી ઊઠેના મીરાબાઈ પતિગૃહનો ત્યાગ કરીને પીયર જતા રહે છે અને ત્યાથી તીર્થયાત્રાએ નીકળી પડે છે ('કાળો મે યો મેડતો, પૂઠ દઈ ચિતોડ' અને પછી 'પુષ્કર ન્હાવા જાન') ધ્રુવદાસરચિત 'ભક્તનામાવલિ'મા મીરાની વૃદાવનયાત્રાનો સર્વ પ્રથમ ઉલ્લેખ મળે છે 'આલી મ્હાને લાગે વૃન્દાવન નીકો' જેવા પદોથી તેને પુષ્ટિ મળે છે

"તુમ્હરે કારણ સબ કુછ છોડ્યો, અબ મોહિ ક્યૂં તરસાઓ ?
વિરહ વ્યથા લાગી ઉર અન્તર, સો તુમ આય બુઝાઓ
અબ છોડ્યા નહિં બનૈ પ્રભૂજી, હસ કર તુરત બુલાઓ,
મીરા દાસી જનમ જનમ કી, અંગ સૂ અંગ લગાઓ—"

મીરાએ પ્રેમ અને વેદના—સંયોગ અને વિપ્રયોગ—બન્નેનો અનુભવ કર્યો છે, અને તેમાં યે વિપ્રયોગને વિશેષ ગાયો છે

જેની એમને જીવનભર ઝંખના રહી હતી તે શ્રીકૃષ્ણના રૂપનું વર્ણન તેમણે સુંદર પંક્તિઓમાં કર્યું છે 'બસો મેરે નૈનનમેં નન્દલાલ' તથા 'જાકે સિર મોરમુકુટ મેરો પતિ સોઈ' પ્રભુ-મિલનની ઝંખનાને 'વર્ષા' 'સાવન' તથા 'હોળી'ની ઉદ્દીપન સામગ્રી વધારે ઉત્કટ બનાવે છે પરંતુ એ પ્રભુની ઝંખના કરતા કરતા તો તેમના 'દરસ બિન દૂખન લાગે નૈન'

મીરાની પ્રિયમિલન માટેની આર્તિ નીચેના પદોમાંથી જોઈ શકાય છે —

"આઊં આઊં કર ગયા સાવરા, કર ગયા કૌલ અનેક
ગિનતે ગિનતે ઘિસ ગઈ ઉંગલી, ઘિસ ગઈ ઉંગલી કી રેખ!"

બીજા એક પદમાં છે —

"આવન કહ ગયે, અજહૂં ન આયે, દિવસ રહે અબ થોરી
મીરા કે પ્રભુ કબ રે મિલોગે? અરજ કરૂં કર જોરી—"

* *

"દેશ વિદેશ સંદેશ ન પહુંચે, હોય અંદેશા ભારી
ગિનતાં ગિનતાં ઘિસ ગઈ રેખા, આંગરિયાં કી સારી
—અજહૂ ન આયે મુરારિ—"

મીરાની વિરહજન્ય વેદના અસીમ અને અતલ છે —મીરાનો

વિરહ ઘણો ઉત્કટ છે તેમ તેનો વિરાગ અને ત્યાગ પણ તેવો જ ગાં-
છે: એ કહે છે —

"સોના રૂપા સૂ કામ નહી હૈ, મ્હારે હીરા રો વ્યાપાર·
ગંગા જમના સો કામ નહી હૈ, મૈં તો જાય મિલૂં દરિયાવ
ભાગ હમારે જાગિયો રે, ભયો સમુદ સો સીર

અમૃત પ્યાલા છાંડિ કે કુણ પીવૈ કડવા નીર?
જો જો ભેખ સે હરિ મિલે, સોઈ સોઈ ભેખ કીજૈ હો
મુખ દેખે જીજૈ હો

"જો જો ભેખ મ્હારા સાહિબ રીઝૈ, સોઈ સોઈ ભેખ ધરુંગી
યા તનકી મૈં કરૂં કિંગરી, રસના નામ રટૂંગી
જહ જહ પાવ ધરૂં ધરની પૈ, તહ તહ નિરત કરુંગી—"

## 'મીરાં વ્યાકુલ બિરહણી'

મીરાંનું ખરું દર્શન તો તેમના પ્રભુવિરહના અને પ્રભુમિલનના પદોમાં થાય છે 'મુખડાની માયા લાગી રે, મોહન તારા—' એમ ગાતા મીરાંને, એ મોહનના મુખડાના દર્શન માટેની પ્યાસભરી આતુરતાએ એમને 'દરદ દીવાની' બનાવ્યા છે આવા મીરાં બીજું ગાન પણ શું?

'હેરી મે તો દરદ દીવાની, મેરો દરદ ન જાને કોય,' 'પિયા કારન મે પીલી ભઈ, લોક કહે પિંડરોગ', 'હું રાઈ ગેઈ અખિયા રાતી કરું,' 'પિયાબિન રહ્યો ન જાય,' 'પિયાબિન સૂનો છે જી મ્હારો દેશ,' 'ગોવિંદ કબહુ મિલે પિય મોરા?' 'સખિ મેરી નીંદ નસાની હો,' 'પપિહા રે પિવકી વાણી ન બોલ,' 'ઘડી એક નહિ આવડે, તુમ દરસણ બિન મોય,' 'તુમ્હરે કારન સબ સુખ છડિયા, અબ મોહ કયું તરસાવો હો?' 'મ્હારા રે જનમ મરણ કા સાથી, થાને બિસરું નહિ

## મીરાંનો સહજ ભક્તિશૃંગાર :

મીરાંના ભક્તિશૃંગારમાં સ્ત્રીસહજ મર્યાદા તથા શુચિતા છે બાલિકા, મુગ્ધા, પ્રિયતમા, સૌભાગ્યવતી, ગૃહિણી, વિયોગિની કે સંયોગિનીને રૂપે મીરાંબાઈ કૃષ્ણને અહોનિશ ઝંખે છે, પરંતુ ક્યારેય આ ઝંખનામાં કે પ્રણયના અંગ પાસામાં વિલાસિનીનો નિર્લજ્જ વિલાસ દેખાતો નથી

પ્રેમલક્ષણા ભક્તિ એ મીરાંના પદોનો એકમાત્ર સ્થાયી કે કેન્દ્રવર્તી ભાવ છે. અને તેથી એકનો એક ભાવ અનેક સ્વરૂપે કે અનેક પર્યાવલી-રૂપે આકાર પામે છે છતાં એ પદોની ગેયતા, તેમાંના ભાવોની મધુરતા તથા કમનીય કોમળતા અને સંનિષ્ઠભરી શુચિતાને લીધે એ પદોનો ફરીફરીને આસ્વાદ કરવો ગમે છે એકનો એક ભાવ પુનઃ પુનઃ ઘૂંટાઈને કહેવાયો હોવાથી એનો રંગ બમણો ઉપસે છે મેઘનો આછો ગડગડાટ થતો હોય, વીજળી ક્વચિત્ ચળકાટ કરતી હોય, વર્ષાની છાંટનો મધુર સ્પંદન અનુભવાતો હોય ત્યારે મોર ટહુકા વિના રહી શકતો નથી તેમ, મીરાંને હૈયે કૃષ્ણપ્રેમની કટારી એક વખત લાગી ગઈ હોવાથી, આપોઆપ કાવ્યટહુકાર કર્યા વગર એ રહી શકતાં નથી

## વિપ્રલંભ શૃંગારનું આલેખન :

મીરાંની કવિતા, ભક્તિપ્રધાન છે તેથી એમાં શાંત રસનું પ્રાધાન્ય છે. પરંતુ એમના ઉપાસ્ય દેવ કૃષ્ણ છે, અને ઉપાસના પતિભાવથી કરેલી છે તેથી, એમાં શૃંગારવર્ણન આવશ્યક છે છતાં એ શૃંગારમાં ઝાઝી મસ્તી નથી પોતાના પ્રભુ ગિરિધર-ગોપાલને પામવા માટે અસ્વસ્થતા અનુભવતી, અને પ્રેમ-દીવાની બનેલી એવી વિરહિણીની વ્યથાનું મીરાંબાઈ અદ્ભુત ચિત્ર આપી શકે છે પરંતુ શૃંગારી કવિઓએ કરેલાં આ વિરહિણીના વર્ણન અને મીરાંબાઈના પદોમાં આવતા વર્ણનમાં બહુ અંતર છે બંનેની અસર માદક હોય છે, છતાં તેમાં પરિણામ

ચણુસન્ખા આવે છે એક પ્રકાર માનસિક વિકારોનો નાશ કરે છે ત્યાર બીજો પ્રકાર એને વધારે છે તેથી જ મીરા વિરહિણી કહે છે —

" મ્હારો જનમ મરણ રા સાથી, થાને નહિં બિસરૂ દિનરાતી,
પલપલ તેરા રૂપ નિહારૂ, નિરખ નિરખ સુખ પાતી
મીરા કે પ્રભુ ગિરિધર નાગર, હરિ ચરણા ચિત રાતી– "

## વિરહ-ભાવનાં ગીતો :

મીરાબાઈએ પ્રેમી હૃદયની વિરહજન્ય વ્યાકુળતા જે વર્ણવી છે તે ખૂબ સજીવ તથા સ્વાભાવિક છે આ વિષયના એમના પદોમા હૃદયની મર્મસ્પર્શી વેદના, વિયોગી-વિરહિણીના અનુભવો, સવેદનો અને દિલની અકળામણ એ એવી હૃદયવેધક ભાષામા વર્ણવે છે કે તે આપણા હૃદયને હલમલાવ્યા વગર રહેતા નથી —

" પપઈયા રે ! પિવકી વાણી ન બોલ—
સુણિ પાવેલી વિરહણી રે, થારી રાખેલી પાખ મરોડ
ચાચ કટાઉ પપઈયા રે ! ઉપરિ કાલો લૂણ
પિવ મેરા, મે પિવ કી રે તૂ, પિવ કહૈસિ કૂણ ? '

મીરાબાઈની ઉપાસના ' માધુર્ય ભાવની હતી, અર્થાત્ એ પોતાના ઇષ્ટદેવ શ્રીકૃષ્ણની ભાવના પ્રિયતમ અથવા પતિના રૂપમા કરતા હતા

## મીરાના વિરહ-ગીતો :

મીરાના વિરહગીતોમા સસારની સર્વ નિરાશા એકઠી થઈને વાચા પામી છે પ્રભુનુ અખડ મિલન પામવાની તેમના હૈયામા નિરુપાય તેવી ઊડી તરસ છે છતા તેમના પદોમા વર્ણવેલી વેદનામા હૃદયને પરિશુદ્ધ કરનારી ભાવના ઓતપ્રોત થયેલી છે મીરાના હૃદયની બહાર તથા ભીતર જે સવેદનો થાય છે તેમા પાર્થિવ પરિભાષા માત્ર છે બાકી તો એમના અતરમા જલતી પવિત્ર જ્યોતનો જ પ્રકાશ તેમાથી ભક્તોને મળે છે એક પદમા એ કહે છે —

દિન—રાતિ, 'પ્યારે દરશન દીજ્યો આય, તુમ બિન રહ્યો ન જાય,' 'રસીલા ! આ જા મ્હારે દેશ'—આ અને આવા બીજા ઘણા પદોમા મીરાનો હરિમિલનનો તલસાટ વ્યક્ત થયો છે અને તે વ્યાકુલતા, દર્દ તથા વેદનાથી મૂર્ત થયો છે

મીરાના 'અખના'ના પદોમા ઊર્મિનો અકૃત્રિમ ધબકાર સભળાય છે અને હૃદયના ઊડા સવેદનોને એ સ્વાભાવિકતાથી મૂર્ત કરી શકે છે આ 'પ્રેમ દીવાની' મીરાને ક્યારેક કૃષ્ણ દૂરના દૂર અને પાસેના પાસે લાગે છે એ કહે છે —

"જિનકે પિય પરદેશ બસત હૈ લિખલિખ ભેજે પાતી
મેરે પિયા હિરદે મે બસત હૈ, ગુંજ કરુ દિનરાતિ"

અને એવા અતર્યામી પ્રભુને ખોળવા જવાની એમને લગારે જરૂર નથી —

"ઘટહીમે ગગા, ઘટહીમે જમુના, ઘટઘટ હૈ અવિનાશી
મે તો હરિચરનકી દાસી, અબ મે કાહેકો જાઉં કાશી?"

વિરહવ્યાકુલ મીરાબાઈમા ભોજન, ભવન તથા શૃગારો પ્રત્યે ઊડી ઉદાસીનતા વ્યાપેલી રહે છે પરતુ એમનુ અતરનુ દર્દ માનવ-ભાવનાઓથી ઓતપ્રોત રહે છે એમા ખીજ છે ઉપાલમ્ભ છે, રીસામણા છે મનામણા છે અને સૌથી મોખરે આત્મસમર્પણ અને આત્મનિવેદન છે મીરાના આસુ ગોકુળમા પૂર નથી લાવતા પરતુ એ તો 'મોતિયન કી માલા' બની જાય છે એ એમના આરાધ્ય 'સાવરિયા'ની પૂજાની સામગ્રીની ગરજ સારે છે વિરહથી વિવશ બનેલી ગોપિકાઓ, કોઈ કોઈ વખત પ્રભુનો વિયોગ થવા છતા મધુવન લીલુ કેમ રહી શકે છે તે માટે મધુવનને ધિક્કાર છે અને તેને ઠપકો આપે છે ત્યારે મીરાબાઈ, બીજા કોઈને દોષ દેવાને બદલે પોતે પોતાના કઠિન હૃદયને જ ઉપાલમ્ભ આપે છે કે પ્રભુનો વિરહ થવા છતા હજી એ ફાટતુ કેમ નથી? —

'પિંડ માસૂ પ્રાણુ પાપી, નિકસ કયૂ નહીં જાત ?'

પરંતુ અહીં પણ એમની વિવશતા અધિક કરુણ બને છે એમને હજી પ્રભુ દર્શનનો લોભ છે લાલચ છે એટલા માટે જ પોતાના પ્રાણ એ ટકાવી રાખે છે —

'સાવણ આવણ કહિ ગયા રે, હરિ આવણ કી આસ
રૈન અંધેરી, વીજ ચમકે, તારા ગિણત નિરાસ—
લેઈ કટારી કંઠ મારુ, મરુંગી જહર વિષ ખાઈ
મીરા દાસી રામ ગતી, લાલચ રહી લલચાઈ—'

મીરાબાઈ કુદરતના સુંદર રેખાચિત્રો પણ સાથે સાથે આપી શકે છે —

"રાધે! તારા ડુંગરિયા પર બોલે ઝીણા મોર
મોર હી બોલે, બપયા હી બોલે અચલ કરે કલશોર
ઝરમર ઝરમર મેહુલો વરસે, ભીંજે મારા સાળુડાની કોર–રાધે"

બાલકૃષ્ણની વિહારભૂમિ બનેલા વ્રજમંડળનો મહિમા બતાવતા એ ગાય છે —

"આણી તીરે ગંગા, ને પેલી તીરે જુમના
વચમાં ગોકુળિયું ગામ મારા વ્હાલા!"

—એક બાજુ વૈષ્ણવભક્તિની યમુના અને બીજી બાજુ સંતસેવાની ગંગા વહી રહી છે વચ્ચે રહેલા સંસારના જીવનને ગોકુળ બનાવવાની તીવ્ર ઝંખના મીરાંબાઈને રહેતી હતી

## મીરાંનો પતિ વિરહ

જે જમાનામાં પતિની સાથે સતી થઈ જવાના નારીત્વની ભાવના પ્રબળ પ્રચારમાં હતી–અને ખાસ કરીને રાજવંશની તેજસ્વિની લલનાઓમાં તો તેને જીવનની એક છેલ્લી સિદ્ધિ માનવામાં આવતી હતી–

તેવા જમાનામા, કુલીનતમ રાજપૂતવંશની રાજરાણી મીરાંએ સતી થવાનો ઈન્કાર કર્યો. એમ કરવામા તેમણે સમાજની પરંપરાને જ ઠોકરે ચઢાવી હતી : એ માટે જોઈતો આત્મવિશ્વાસ અને અંતરનું બળ તેમનામાં સભર ભર્યું હતું : કારણ કે ભક્તિ અને આત્મદાનની ભાવના આરૂઢ થઈ ચૂકેલી હતી. તેમને લૌકિક પરંપરાવાળું આત્મદાન આપવાપણું તેમનામાં નાનપણથી રહ્યું જ નહોતું. કૃષ્ણની સાથે પોતાનું સગપણ જોડીને, મીરાંએ કોઈ સ્વકીયાની જેમ, 'બાંહ ગહેકી લાજ'ની હંમેશા યાદ દેવરાવી છે : 'મીરાં કે પ્રભુ ગિરધર નાગર, બાંહ ગહેકી લાજ.'

મીરાંની એ મોટી સિદ્ધિ ગણવી જોઈએ કે એમણે, પુરાણના તથા ઇતિહાસના શ્રીકૃષ્ણને ભગવાનના–ઈશ્વરપણાના ઊંચા સિંહાસન ઉપરથી નીચે ઉતારી, એમની સાથે અત્યન્ત નિકટનો એવો માનવીસંબંધ સ્થાપિત કરી દીધો હતો. આવો નિકટનો માનવસંબંધ જ મીરાંને રહી રહીને, મિલન–વિયોગમા સુખદુઃખની ભાવનાઓનો અનુભવ કરાવે છે. કોઇવાર એમને અનુભવ થાય છે કે પ્રિય દૂર ચાલ્યા ગયા છે–એને લીધે એમની સુધબુધ વિસારે પડી છે–એમને ખબર નથી કે એ ક્યારે અને ક્યાં તેમને પાછા મળશે. મીરાના મનની વ્યાકુલતા નીચેના પદમા વ્યક્ત થઈ છે :—

'ચરણકમલ કૂં હંસિ હંસિ દેખૂં, રાખૂં નૈના નેરા :
નિરખણ કૂં મોહિ ચાવ ઘણેરો, કબ દેખૂં મુખ તેરા ?
વ્યાકુલ પ્રાણ ધરત નહીં ધીરજ, મિલિહૂ મતિ સવેરા–'

કોઈ વાર પોતાના પરદેસી પ્રિયતમનો અનુનય કરે છે જેથી તેમની એ 'સુધ' લે : કોઈ વાર એમને લાગે છે કે પ્રિયતમ હવે પાસે આવી ગયા છે. એ પ્રસંગે આખી પ્રકૃતિ–આખું વાતાવરણ જાણે પ્રિયતમના આવવાના સમાચારની સાથે–એકાએક બદલાઈ જાય છે. શ્રાવણમા કાળી

કાળી ઘનઘટાઓનો શબ્દ સાંભળીને મીરાં ગાવા મંડી જાય છે—તેમનું મન નાચી ઊઠે છે—

'ઝુક આઈ બદરિયા સાવન કી :
સાવન કી મન ભાવન કી—ઝુક૦
સાવન મેં ઉમંગ્યો મેરો મનવા, ભનક સુની હરિ આવન કી–'

કોક કોક વાર પ્રિયતમ સાથેસાથ પાછા આવી ગયા છે એવો આભાસ તેમને થાય છે : અને જાણે વિરહનો અંત આવી ગયાનો ઉમંગ ઢાંકયો રહેતો નથી :—

'સહેલિયાં, સાજન ઘર આયા હો–
બહોત દિનાકી જોવતી વિરહણિ, પિવ ઘર આયા હો—'

અંતરની વેદનાથી ભરપૂર એવા મીરાંનાં વિરહ અને મિલનનાં પદો એ એમનુ ઊંચામા ઊંચું કાવ્યપ્રદાન છે. પૌરાણિક તથા ઐતિહાસિક કૃષ્ણને આત્મસાત્ કરી, તેમને 'ગિરધર નાગર'નો સગુણ આકાર આપી, મીરાએ પ્રેમલક્ષણા ભક્તિની પરાકાષ્ઠા ઉપજાવી છે: એમના એ પ્રિયતમને એમને બહાર ખોળવા પડતા નથી :—

"ઔરો કે પ્રિય પરદેસ બસત હૈ, લિખલિખ ભેજેં પાતી :
મેરા પિયા મેરે હિરદે બસત હૈ, ગૂંજ કરૂ દિન રાતી—
ઔર સખી મદ પી પી માતી, મૈં બિન-પીયાં મદમાતી;
પ્રેમભઠી કો મૈં મદ પીયો, છકી ફરૂ દિનરાતી—"

મીરા કોક વાર પોતાને રાધા માની લે છે: અને કહે છે :—

'આવત મોરી ગલિયન મેં ગિરધારી,
મૈં તો છુપ ગઈ લાજ કી મારી—આવત૦
આવત દેખી કિસન મુરારિ,
છિપ ગઈ રાધા પ્યારી—આવત૦'

ત્યારે કોઈ વાર પગ઼ીધાલાવથી કૃષ્ણને ઉપાલભ આપે છે —

"છાંડો લગર, મોરી બહિયા ગહો ના—
મૈં તો નાર પરાયે ઘરકી, મેરે ભરોસે ગુપાલ રહો ના •
જો તુમ મેરી બહિયા ગહત હો, નયન જોરે મોરે પ્રાન હરો ના—"

આટલી તન્મયતા, આટલી તીવ્રતા, મિલન વિયોગની આટલી ઊંડી વેદના એવા એવા અનોખા ભાવથી પ્રિયનુ મુખ જોઈ જોઈને પોતાનુ આખુ જીવન વીતાવવુ—એમા જ મીરાની પરમ પ્રેમ-સાધના હતી હરિ મિલનની અને હરિ દર્શનની પ્રબલ ઉત્કટતા તેમના અનેક પદોમા પ્રતિબિંબિત છે —

"દરસ બિન દૂખણ લાગે નૈન-
જબકે તુમ બિછુરે પ્રભુ મેરે, કબહુ ન પાયો ચૈન—
કલ ન પરત પલ, હરિ મગ જોવત, ભઈ છમાસી રૈન
મીરા કે પ્રભુ કબ રે મિલોગે, દુખમેટણ સુખ-દૈન ? "

કેટલીક વાર દર્શનની આકુલ આકાક્ષા સફલ થઈ હોય છે તેનો આસ્વાદ મળ્યો હોય છે એ સ્વાદની સ્મૃતિ તેમને વિરહતુ ઉદ્દીપન કરે છે —

'તનક હરિ, ચિતવૌ જી મોરી ઓર—
હમ ચિતવત તુમ ચિતવત નાહીં, દિલ કે બડે કઠોર
મેરી આસા ચિતવન તુમ્હરી, ઔર ન દૂજી દૌર—તનક હરિ૦'

મીરાના 'વિરહ'ના પદોમા, એમના નિરન્તર આરાધ્યના સ્મરણમા તથા ધ્યાનમા લયલીન રહેવાનો ભાવ પ્રગટ થાય છે પ્રિયતમના ધ્યાનમા, માર્ગ જોતા જોતા રાત વીતી જાય છે અને તેમનુ નામ રટતા રટતા આખુ જીવન વીતી જાય છે આમ મીરાની વેદના એક સ્વકીયાના આત્મસમર્પણની છે—વિશ્વાસપૂર્વક આપેલા આત્મદાનની છે —

'સખી, મેરી નિંદ નસાની હો—
પિવ કો પંથ નિહારત, સિગરી રૈન બિહાની હો—
જ્યૂં ચાતક ઘન કૂં રટૈ, મછરી જિમિ પાની હો—
મીરાં વ્યાકુલ વિરહણી, સુધબુધ બિસરાની હો—'

મીરાંની ચિરંતન ઝંખના એક જ રહે છે: એમના પ્રિયતમ એમને એક વાર તેમના ચરણોમાં ક્યારે આશ્રય આપે: એમના વિના, એમની બેચેની, અકળામણ અને વિરહનો આવેગ અનેકગણો વિસ્તાર પામે છે:—

'ઘર આંગન ન સુહાવે, પિયા બિન મોહિં ન ભાવે—
દીપક જોવે કહા કરૂં સજની, પ્રિય પરદેસ રહાવે:
સૂની સેજ જહર જ્યૂં લાગે, સિસક સિસક જિય જાવે
નયન નિંદ્રા નહિં આવે—
કબ કી ઊભી મૈં મગ જોઊં, નિસિદિન બિરહ સતાવે:
કહા કહૂં, કછુ કહત ન આવે, હિવરો અતિ અકુલાવે.
નયન નિંદ્રા નહિં આવે—'

## 'બાલાજોગન' મીરાંનું કૌમાર્ય:

છતાં મીરાંનો સ્વકીયાનો ભાવ એવો સ્થૂલ નથી બનતો જેથી સમાજમાં તેમની હાસી થાય કે નિંદા થાય: એ પોતાને 'જનમ જનમ કી કુંવારી' માને છે: એ 'બાલા-જોગન' જ રહે છે:—

'સૂનો ગાંવ, દેસ સબ સૂનો, સૂની સેજ અટારી:
સૂની બિરહિન પિવ બિન ડોલૈ, તજ દઈ પીવ પિયારી:
અબ તો મેહર કરો મુઝ ઉપર, ચિત દે સુણો હમારી:
મીરાં કે પ્રભુ મિલજ્યો માધો, મૈં જનમ જનમ કી કવાંરી—'

મીરાંના મનનું કૌમાર્ય એ યુગ યુગનું છે: અને તે તેમના પ્રિયને માટે જ સંચિત કરેલું છે. આ કૌમાર્યમાં અણવીંધ્યા મોતીની નિર્મળતા

છે : છતાં મીરાંના આત્માની પ્યાસ એવી ને એવી, વણછીપી રહે છે : અને તેથી તેમનાં વિરહ-ગીતોમાં સંસારની પુંજીભૂત નિરાશા આકાર લઈ રહી છે : આ પ્રકારે પાર્થિવ સંવેદનોથી ભરપૂર હોવા છતાં, મીરાંનાં ગીતોમાં તેમના અંતરમાં સળગી રહેલી પ્રેમજ્યોત જ જલતી હોય એમ દેખાય છે :—

'તુમ્હરે કારણ સબ સુખ છડિયાં, અબ મોહિં ક્યૂં તરસાવો જી ?—
વિરહ-વ્યથા લાગી ઉર-અંતર, સો તુમ આય બુઝાવો જી—
અબ છોડયા નહિં બને પ્રભૂજી, હંસ કર તુરત બુલાવો જી—
મીરાં દાસી જનમ જનમ કી, અંગસૂં અંગ લગાવો જી—'

આમ કહી શકાય કે મીરાંની વિરહ-વેદનામાં એક પ્રકારનો શોધક પ્રભાવ ( purifying effect ) રહેલો છે : એ ગીતો વાંચીને કે સાંભળીને આપણા આંતર મનનું ઊર્ધ્વગમન થાય છે; ઉચ્ચીકરણ થાય છે.

મીરાંની વેદના, એ યુગયુગથી પ્રિયતમથી વિછુડી હોય એવી પ્રીતિ-દગ્ધ પ્રણયાકુલ આત્માની, વેદના છે. પોતાના આરાધ્યની એ પોતાને 'જનમ જનમ કી દાસી' સમજે છે; અને સર્વસ્વ સમર્પણ—જે પ્રેમનો પ્રાણ છે—તેનો સંપૂર્ણ આવેગ એકએક ગીતમા તેમણે વ્યક્ત કર્યો છે. પ્રત્યેક ઘડી, પ્રત્યેક ક્ષણ એમની સામે પ્રિયના રૂપનું તેમને સ્મરણ કરાવ્યે જાય છે. ઇષ્ટદેવના દર્શન માટેની આટલી તીવ્ર લાલસા, મિલનની આવી પરિપૂર્ણ તરસ, અને કામનાની આવી ચિરંજીવ આગ બીજા કોઈ કવિમાં ભાગ્યે જોવા મળે છે. *

* સરખાવો, કબીરનું એક પદ:—

'તલફે બિન બાલમ મોર જિયા—
દિન નહિ ચૈન, રાત નહીં નિંદિયા, તલફ તલફ કે ભોર કિયા :
તન મન મોર રહંટ અસ ડોલે, સૂત સેજ પર જનમ છિયા :
નૈન થાકિત ભયે પંથ ન સૂઝે, સાંઇ બેદરદી સુધ ન લીયા.—'

મીરાની વિરહ વેદનામાં સ્પર્શ, વર્ણ, ગન્ધ, ગાન અને અ ત-માંથી ફૂટી નિકળતી અમિત માધુરી દૃષ્ટિગોચર થાય છે દર્દ–દિવાની મીરાની બેચેની એમની પાસે બોલાવે છે —

'રાણાજી, મૈં ગિરધર કે ઘર જાઉં—
ગિરધર મ્હારો સાચો પ્રીતમ, દેખત રૂપ લુભાઉં
રૈન પડે તબ હી ઉઠ જાઉં, ભોર ભયે ઉઠ આઉં—
રૈન દિના વા–કે સગ ખેલૂ, જ્યો રીઝે ત્યો રિઝાઉં
જો પહિરાવે સોઈ પહિરુ, જો દે સોઈ ખાઉં—
મેરી ઉન કી પ્રીત પુરાની ઉન બિન પલ ન રહાઉં
જહા બૈઠાવે નિતહી બૈઠૂ, બેચે તો બિક જાઉં—'

## 'મીરા બ્યાકુલ બિરહિણી'માંથી 'બાઉલ' શબ્દ:

મીરાના કેટલાક પદોમા છેવટની કડી 'મીરા બ્યાકુલ બિરહિણી' એવી રીતની આપેલી મળી આવે છે પોતે વિરહિણી છે તેથી વ્યાકુલ રહે છે એ ભાવ તેમા વિવક્ષિત છે પરમાત્મા પ્રભુને મેળવવા માટેનો અખ ડ તલસાટ અનુભવનાર જીવાત્મા–મનુષ્યની તાલાવેલી, બળબળતા શબ્દોમા વર્ણવનાર, અને તેના અખ ડ કીર્તનમા મસ્ત રહેનાર ભક્તોને 'બાઉલ કહેવામા આવતા હતા મીરાબાઈ એવા 'વ્યાકુલ' હતા એમ મ્હેવાનુ મન થાય છે

'બાઉલ શબ્દ(હિંદીમા 'બાઉર )નો અથ અનેક રીતે સમજાવવા પ્રયત્ન થયો છે સસ્કૃત શબ્દ વાતુલ (વાતરોગથી પીડિત અર્થાત્ ઉદ્ભ્રાન્ત, ઉન્મત્ત, ગાંડો, ચક્રમ) અથવા વ્યાકુલ (વિહ્વલ, અસ્વસ્થ આકુલ, ઘેલો) ઉપરથી તે બન્યો જણાય છે બાઉલ ભજનિકોને કેટલીક વાર 'આઉલ' પણ કહેવામા આવે છે, જે શબ્દ આકુલ પરથી સૂઝેલો છે બીજાને મતે, 'આઉલ' શબ્દ અરબી 'ઔલિયા' ('વલી'નુ બહુવચન મૂળ અર્થ સમીપ, નજદીક તે

ઉપરથી નિકટવર્તી 'મિત' અથવા 'ભક્ત' એવો અર્થ થયો તે) સાથે પણ જોડી શકાય તેમ છે સૂફીમતવાદીઓમા 'દીવાના' શબ્દ જે અર્થમા વપરાય છે તે અર્થમા 'બાઉલ' શબ્દ સમજવાનો છે' 'દીવાનો' એટલે સ સારવ્યવહારની જવાબદારીઓથી મુક્ત

## બાઉલ ગીત:

'બાઉલ' એ બગાળનો ગૂઢવાદી ભક્તિસપ્રદાય છે * બગ દેશમા શહેરોના ધમાલિયા જીવનથી ઘણે દૂર, બગાળને ગામડે ગામડે એક એવો ગાયકવર્ગ સૈકાઓથી ભમી રહ્યો છે જે 'બાઉલ ભજનિકો'ના નામથી ઓળખાય છે, અને અગમવાણીના ભજનો ગાઈને જીવન નિર્વાહ કરે છે ગુજરાત–સૌરાષ્ટ્રના ગામડામા ફરતા, અને ગવણુહથ્થા સાથે ભજનોની અગમવાણી સભળાવતા 'ભરથરીઓ' સાથે તેમને જરૂર સરખાવી શકાય તેમના ભજનોમા રહેલી ઊચી તત્ત્વજ્ઞાનની કવિતા, અને તે રજૂ કરવાને યોજાતી 'અવળ વાણી' અથવા 'ઉલટી વાણી' તેનુ મુખ્ય આકર્ષણ બને છે કોઈપણ પ્રકારનો ધર્મપ્રચાર કરવાનો તેમનો હેતુ હોતો નથી, છતા આ બાઉલ ભજનિકોની મસ્ત રહેણીકરણી તેમને માટે લોકસમુદાયમા માન ઊપજાવે છે

આ 'બાઉલ' લોકો મોટે ભાગે ગ્રામસમાજના નીચલા થરમાથી ઉદ્ભવેલા હોય છે, અને તેમા હિંદુ તથા મુસ્લિમ એ બન્ને જાતિના લોકોનો સમાવેશ થાય છે હિંદુ બાઉલ મોટે ભાગે વૈષ્ણવ સપ્રદાયના હોય છે, અને મુસ્લિમ બાઉલ સૂફીમતવાદી હોય છે આ બન્ને ધાર્મિક સપ્રદાયોનો મૂળ સિદ્ધાન્ત 'દિવ્યપ્રેમ' છે દિવ્યપ્રેમની અખડ ઝ ખના એ તેમનુ જીવનધ્યેય હોય છે

---

* વિશેષ માટે જુઓ, ડૉ શશિભૂષણ દાસગુપ્તનો ગ્ર થ 'Obscure Religious Cults (૧૯૪૬, કલકત્તા યુનિવર્સિટી)

## સહજિયા પંથના વૈષ્ણવો :

બિહાર તરફથી બૌદ્ધધર્મ બંગાળમા ફેલાયો; પરંતુ બ્રાહ્મણ-ધર્મના વિશેષ પ્રચારને લીધે આ ધર્મ ગુપ્તપણે ફેલાવા લાગ્યો. તેમાંથી 'સહજિયા પંથ' નિકળ્યો. બંગાળમા, બૌદ્ધધર્મના અવશિષ્ટ સ્વરૂપમા આ પંથ ચાલ્યો. તેને ગૌરાંગ-ચૈતન્યના વખતમા રાધાકૃષ્ણની ભક્તિનો પટ દેવાયો. અહીં 'સહજ' શબ્દ જન્મગત અથવા જે સચર-અચરમાં વ્યાપી રહેલા છે એવા ઈશ્વર-તેમનો અનુભવ કરવો, સાક્ષાત્કાર મેળવવો-એ 'સહજિયા સંપ્રદાય'ની પરમ સાધનાનો વિષય છે સહજનો બીજો અર્થ સ્વાભાવિક, કુદરતી : કશા પણ આડંબર, ખટાટોપ કે આચારની ઝીણવટથી પર એવો ધર્મ એવો પણ થાય છે. સંસાર-વ્યવહારમા ધર્મને નામે જે કૃત્રિમના, બાહ્ય આડંબર અને આચારના જાળા જામી જાય છે તેનાથી અલિપ્ત, દૂર રહેનાર સાધકો અને ભકતોને 'સહજિયા' કહેવામા આવે છે. આવા અર્થમા તો હિંદભરના મધ્ય-કાલીન સંતોને અને ભકતોને 'સહજિયા' કહી શકાય તેમ છે. નરસિંહ મહેતા પૂછે છે જ કે: 'શું થયું સ્નાન સેવા ને પૂજા થકી ? શું થયું ઘેર રહી દાન દીધે ?...પરબ્રહ્મ ચિન્યા વિના, રત્ન ચિંતામણિ એળે ખોયો-' વગેરે.

## બાઉલ ભજનિકો :

આ રીતનો સહજિયા સંપ્રદાયનો રંગ બાઉલ ભજનિકોના ભજનને ચઢેલો છે. ઈશ્વર પ્રત્યેની ભક્તિ તથા અનુરક્તિના જૂના પોત ઉપર સૂફીવાદની ભાત આગળ જતા છપાઈ છે. 'મનેર માનુષ'-દિલના દિલારામ ઈશ્વર માટેની અખંડ ઝંખના અને તાલાવેલી વ્યક્ત કરવા, માટે પુરુષ અને પ્રકૃતિ-કૃષ્ણ અને રાધાના પ્રેમદર્દની વાતો 'બાઉલ ગીતો'મા આવે છે-'બાઉલ' અથવા ઘેલા ભજનિકો ચૈતન્ય ભગવાનને પોતાના સંપ્રદાયના સ્થાપક માને છે : જો કે આ પંથ તે પહેલાંનો હતો.

સહજિયા પંથના સાધુઓ અથવા ભજનિક તરીકે બાઉલ લોકોનો ગામેગામ ભેરો થતો હતો. આવા સંતો મીરાંબાઈના સત્સંગમાં આવ્યા હોય અને તેમનામાંથી પ્રેરણા મેળવી 'વ્યાકુલ વિરહિણી' કહેવડાવવામાં તેમને કૃતાર્થતા લાગી હોય તો નવાઈ નહિ. 'મીરાં કે પ્રભુ કબ રે મિલોગે?' એવી છેલ્લી પંક્તિવાળાં અનેક પદો 'વ્યાકુલ વિરહિણી—' એ રચેલાં છે તે ધ્યાનમાં લેવા જેવાં છે.

પ્રભુમિલનના આનંદની અભિવ્યક્તિ કરનારાં પદો પણ મીરાંએ રચ્યાં છે જેવાં કે—'બડે ઘર તાળી લાગી રે, મ્હારાં મન રી ઉણારત ભાગી રે,' 'મ્હારા ઓલગિયા ઘર આયાજી,' 'મેં ગિરધર કે રંગ રાતી સૈયાં,' 'મેહા બરસવો કરે રે, આજ તો રમૈયો મેરે ઘેર આયો.': પરંતુ, "રસદૃષ્ટિએ મીરાંનાં વિશેષ ઉત્કટ પદો વિરહનાં છે. જાણે સોળમા શતકમાં મેવાડમાં ભૂલી પડેલી વ્રજની ગોપી, કૃષ્ણવિરહની જ્વલન અનુભવતી પોતાના પ્રિયતમ કૃષ્ણને સાદ કરી કરીને પુકારતી ન હોય!"—[પ્રો. અનંતરાય રાવળ, 'ગુજરાતી સાહિત્ય–મધ્યકાલીન' (૧૯૫૪) પૃ. ૧૧૫]

## મિલનોત્કંઠાની ઋતુ :

વર્ષા અને વસંત, 'સાવન' અને 'ફાગુન'માં મીરાં, પ્રિયમિલનને માટે વ્યાકુલ બની જાય છે. અને અભિસારને માટે આ સમય જ જાણે તેમને લાગણીમાં ખેંચી જાય છે. શરદપૂનમે કૃષ્ણે ગોપબાલાઓ સાથે રાસનૃત્ય કર્યું હતું. મીરાં પણ એ રસિકશિરોમણિ સાથે રાસ રચે છે: વ્રજાંગનાઓએ કૃષ્ણને હોળીના દિવસોમાં રંગમાં તરબોળ કરી દીધા હતા. મીરાં પણ એ જ હોળીનો આનંદ લૂંટવા ચાહે છે. યમુનાતટ ઉપર વ્રજની કુંજગલીમાં કૃષ્ણે રાધાને છેડયાં હતાં, તેમનો હાથ પકડી લીધો હતો, અને પ્રેમપાશ નાખ્યો હતો. મીરાંબાઈ પણ એ જ સુખોનો અનુભવ કરે છે. કારણ કે રાધા અને મીરાંમાં અંતર ક્યાં છે? —

'આવત મોરી ગલિયન મેં ગિરધારી: મૈં તો છુપ ગઈ લાજ કી મારી:
આવન દેખી કિસન મુરારિ, વહા તો છિપ ગઈ રાધા પ્યારી.'

બીજા એક પદમા તેમનો 'પરકીયા ભાવ' ધન્ય બન્યો છે:—

'છાડો લંગર, મોરી બહિયા ગહો ના—
મૈં તો નારી પરાયે ઘર કી, મોરે ભરોસે ગુપાલ રહો ના,
જો તુમ મેરી બહિયા ગહત હો, નયન જોર મેરે પ્રાણ હરો ના—'

'મૈં તો નારી પરાયે ઘરકી'–લૌકિક દૃષ્ટિએ આ સત્ય છે; કિન્તુ પારલૌકિક દૃષ્ટિએ તો 'મૈં તો નારી તુમ્હારે ઘરકી' એ જ સાચું છે.

મીરાંની મિલનોત્કંઠા ખૂબ મર્મસ્પર્શિની છે. બાદલ ચઢી આવતા, કે કોયલનુ કૂજન સંભળાતા, કે હોલીનો ઉત્સવ આવતા હૃદય 'પ્રિય-મિલનકી આશ' કરવા માડે છે. સાવન તથા હોલી, ધણગોર તથા દીવાલી જેવા પર્વના સાપરમા દહાડા આવે છે ત્યારે સામાન્ય રીતે સ્ત્રીઓ પતિની સાથે આનંદ તથા સુખમય જીવનની આશા કરે છે: તેમ મીરાંબાઈ પણ પોતાના અવિનાશી વરના સાથમા કંઈ કંઈ કામનાઓ પૂરી કરવાની આશા રાખે છે:—

**વર્ષા:**

'બાદલા રે, થેં જલભરા આજ્યો—
ઝરઝર બૂંદા બરસા, આલી કોયલ સબદ સુનાજ્યો:
ગાજ્યા વાજ્યા પવન મધુર, યો અંબર બદરા છાજ્યો–
સેંજ સંવાર્યા, પ્રિય ઘર આસ્યા, સખિયા મંગલ ગાયો:
મીરા કે પ્રભુ હરિ અવિનાશી, ભાગ મલ્યા જિન પાયો–'

પોતાના હરિ અવિનાશીને કાજે સેંજ સમારવી તથા બીજી સખીઓ-દ્વારા મંગલગાન કરવું એવી કુલનારીની મિલનોત્કંઠા કેટલી સજીવ અને સ્વાભાવિક છે!

હરિના આવવાનો અવાજ સંભળાય છે, અને રાજરાણી મીરાં પોતાના 'મહારાજ'(હૃદયેશ્વર)ની વાટ મહેલ ઉપર ચઢીને જોવા લાગે છે :—

'સુણ્યા રી મ્હારે હરિ આવાંગા આજ—
મ્હૈલાં ચઢચઢ જોવાં સજની, કબ આવાં મહારાજ ?—
દાદુર મોર પપીહા બોલ્યા, કોઈલ મધુરા સાજ—
ઉમગ્યા ઇંદ્ર ચહુદિસ બરસા, દામન છોડ્યા લાજ—
ધરતી રૂપ નવા નવા ધરિયા, ઇંદ્ર મિલન કે કાજ—
મીરા કે પ્રભુ ગિરધર નાગર, વેગે મિલો મહારાજ—'

શ્રાવણની વાદળી વરસવા લાગે તેની સાથે જ 'મનભાવન'ના સ્મરણથી મીરાંનુ મન ઉમંગમાં આવી જાય છે 'ઘન શ્યામ' અને 'ઘનશ્યામ'–એ બે શબ્દોનુ નામસામ્ય તથા વર્ણસામ્ય પ્રેમિકાને પુલકિત કરી મૂકે છે :—

'બરસે બદરિયાં સાવન કી, સાવન કી મનભાવન કી–
સાવન મેં ઉમગ્યો મેરો મનવા, ભનક સુની હરિ આવન કી–
ઉમડ ઘુમડ ચહુ દિસ સે આયો, દામિની દમકે ઝર લાવન કી–
નન્હી નન્હી બૂંદન મેહા બરસે, સીતલ પવન સોહાવન કી–'

## હોરી :

સાવન પછી રંગભરી અને રાગભરી હોળીનો ઉત્સવ આવતાં મીરાંને પોતાના 'શ્યામ'ની સાથે હોળી ખેલવાનો આનંદ માણવાનુ મન થાય છે આ હોળી, ભાવની ભૂમિકા ઉપર જ, સમજવાની છે —

'રંગભરી રાગભરી રાગ સૂં ભરી રી,
હોરી ખેલ્યા સ્યામ સંગ, રંગ સૂં ભરી રી
ઊડત ગુલાલ લાલ, બાદલ રો રંગ લાલ
પિચકાંરી ઉડે રંગ રંગ રી ઝરી રી–'

મીરાંને મન ' શોભિત કર નવનીત લિયે 'વાળું બાલકૃષ્ણનું રૂપ-જે વાત્સલ્યનું પોષક છે–તે તેમનું આરાધ્ય નથી. ગોપીજનવલ્લભ કૃષ્ણ એમના પ્રિય છે. 'લલિત ત્રિભંગી નટવર છબિ 'નું-રાસબિહારી કૃષ્ણનું–એમનું ચિત્રાંકન જુવો :—

'નિપટ બિકટ છબિ અટકે, મ્હારે નૈનાં,
નિપટ બિકટ છબિ અટકે—
દેખ્યા રૂપ મદનમોહન કી, પિયત પીયૂષ ન ભટકે—
ટેઢી કટિ રે દે કર મુરલી, ટેઢી પાઘ લટ લટકે—
મીરાં પ્રભુ રે રૂપ લુભાની, ગિરધર નાગર નટ કે—'

## પદોમાં પ્રકૃતિવર્ણન :

મીરાંબાઈનાં આવાં પદોમાં અલંકારોની શોભા ન હોવા છતાં, અને ભાષાના લાલિત્યની સજાવટ તરફ ધ્યાન ન અપાયા છતાં, એમાં નૈસર્ગિક સૌંદર્ય આવી શક્યું છે : એક સાચી વિરહિણીની ભાષામાં બહારની ( અલંકારાદિની ) સજાવટ તરફ શેનું જરાયે ધ્યાન અપાયું હોય ? છતાં એમનાં પદોની ભાષામાં નિર્મળતા અને સચ્ચાઈનું તત્ત્વ પૂરેપૂરું પ્રકાશિત થયેલું છે.

શ્રાવણ તથા હોલી આદિનાં કેટલાક પદોમાનાં વર્ણન, મીરાંનો સાંસારિક નહિ, પરંતુ અલૌકિક પ્રેમભાવ વ્યક્ત કરે છે: એ વર્ણનો વિપ્રલંભ શૃંગારના ઉદ્દીપન-વિભાવ તરીકે નથી થયાં: હિંદી કવિ દેવ અને બિહારીની જેમ, કવિત્વનું પ્રદર્શન કરવા માટે એ કુદરત-વર્ણનો રચાયાં નથી; પરંતુ પ્રાચીન ગુજરાતી સાહિત્યમાંનાં બારમાસી અને ષડ્ ઋતુ–વર્ણનોની ધાટી પર, પ્રિય-મિલનની ઉત્સુકતાને ધાડી બતાવવા માટે જ, કુદરતની પશ્ચાદ્‌ભૂમિનું તેમા સુરેખ વર્ણન કર્યું છે : જેમ કે:

" ઉમંગ્યો ઇન્દ્ર ચહુદિસિ બરસૈ, દામિની છોડી લાજ—
ધરતી રૂપ નવા નવાં ધરિયાં, ઇન્દ્ર મિલન કે કાજ—
મીરાં કે પ્રભુ ગિરિધર નાગર, બેગે મિલો મહારાજ— "

એ મુરલીના દૂરથી આવતા અવાજથી મીરાંનુ મન કેવુ ડોલે છે! :—

"વાગે છે રે વાગે છે: વૃંદાવન મોરલી વાગે છે:
એનો શબ્દ ગગનમા ગાજે છે: વૃંદાવન મોરલી વાગે છે:
વૃંદા તે વનની કુંજગલનમા, વ્હાલો દાણ દધીનાં માગે છે—વૃંદા૦"

મીરા કયારેક કૃષ્ણ માટે તલસતી ગોકુળની ઘેલી ગોપી બની જાય છે. એમનું ચિત્ત કૃષ્ણની મોરલીની મીઠાશમાં ઠરાઈ ગયું છે: તે એટલે સુધી કે હેલ પાણીમાં ડુબાડવા જેટલા સમયમા પણ મનને બીજે રોકવુ એમને ગમતુ નથી. એટલે જ એ કૃષ્ણને વિનંતી કરે છે:—

"ઘડીક વિલંબો તો ભરી લઉં હેલ."

મીરાં કૃષ્ણ સાથે એકાકાર થઈ ગયા છે: અને તેથી કહી શકે છે—

'મેરી ઉન કી પ્રીત પુરાણી, ઉન બિન પલ ન રહાઉં!'

અને તેથી જ એ એમની મસ્તીમા મદમસ્ત રહે છે. મીરાંને કૃષ્ણ-ભક્તિનો એવો તો નશો ચઢે છે કે મસ્તીમા રહેવા માટે બીજા કોઈ પ્રાકૃત ઉપાયો એમને કરવા પડતા નથી:

'ઓર તો પ્યાલા પી પી માની, મૈં બિન-પિયે મદમાતી!"

## 'મીરાંકે પ્રભુ'નું સ્વરૂપ:

મીરા પોતાના પદોમા કૃષ્ણના જે મધુર સ્વરૂપનુ વર્ણન કરે છે તે સ્વરૂપ રાસવિલાસથી પરિપૂર્ણ અને અનન્ત સૌન્દર્યના સાગર જેવું છે. એવા મોહનની છબી આગળ એમના નેન અટકી રહે છે:—

'મેરે નૈના, નિપટ બંકટ છબી અટકે—મેરે૦
દેખત રૂપ મદનમોહન કો, પિયત પીયૂખ ન મટકે—મેરે૦'

મોહનના રૂપ, લાવણ્ય તથા માધુર્યમા મીરા એટલા બધા આસક્ત બને છે કે એ પોતાના તન, મન, ધન—સર્વસ્વ તેમને ઓવારી દે છે:—

'યા મોહન કે રૂપ લુભાની—
સુંદર વદન કમલદલલોચન, બાંકી ચિતવન મન્દ મુસકાની:
તન મન ધન ગિરધર પર વારું, ચરણકમલ મીરાં લપટાની—'

## મીરાંના પ્રેમનું સ્વરૂપ:

મીરાંનો પ્રેમ, 'જનમ જનમ કે સાથી'ના સ્વરૂપનો હતો. કૃષ્ણની કેવળ અનુચરી કે ગોપિકાના જેવો એ નહોતો. મીરાં પોતાના કૃષ્ણને પત્નીરૂપે ભજે છે, ઝંખે છે: કારણ કે એમની ઉપાસના માધુર્યભાવની છે; અને તેથી પતિવિહીના નિરાશ્રિતા મીરાં પ્રેમદેવ શ્રીકૃષ્ણની ઉપાસના તરફ વળ્યા હતાં:—

'શ્રી ગિરધર આગે નાચૂંગી—
નાચિ નાચિ પિવ રસિક રિઝાઉં, પ્રેમીજન કો જાચૂંગી—'

ગવાની જેમ, મીરાંએ કૃષ્ણને આત્મસમર્પણ કર્યું હતુ: અને તેથી તે તેમને મળવા આતુર રહેતા હતા:—

'હમારે મન રાધા-સ્યામ બસી:
કોઈ કહે મીરાં ભઈ બ્હાવરી, કોઈ કહે કુલનાસી—
ખોલ કે ઘૂંઘટ, પ્યાર કે ગાતી, હરિ ઢિગ નાચત ગાસી:
વૃન્દાવન કી કુન્જગલિનમેં, ભાલતિલક ઉર લાસી—
વિષ કા પ્યાલા રાણાજીને ભેજ્યા, પીવત મીરા હાસી:
મીરાં કે પ્રભુ ગિરિધર નાગર, ભક્તિમાર્ગ મેં ફાસી—'

## મીરાંની પ્રેમ-સાધનાનું સ્વરૂપ:

મીરાંની પ્રેમસાધના અનોખા પ્રકારની હતી. તેને લીધે જ એમને નિમ્બાર્ક, વિષ્ણુસ્વામી, વલ્લભ ઇત્યાદિ સંપ્રદાયોમાં ખેંચી લાવવાની પ્રવૃત્તિ અથવા તો પ્રયત્નો થયા હતા: પરંતુ મીરાંનું મન કોઈ પણ સંપ્રદાયના બંધનમાં પુરાવા તૈયાર નહોતું. બધા વૈષ્ણવ સંપ્રદાયોમાં

અથવા

'હમારો પ્રનામ બાંકે બિહારી કો—
મોર મુકુટ માથે તિલક બિરાજે, કુંડલ અલકાકારી હો—
અધર મધુર પર બંસી બજાવૈ, રીઝરીઝાવે રાધા પ્યારી હો—
યહ છબિ દેખ મગન ભઈ મીરાં, મોહન ગિરિવરધારી હો—'

અથવા

'માઈ રી, મૈં તો લીનો ગોવિંદો મોલ—
કોઈ કહે ઘરમે, કોઈ કહે બનમે, રાધા કે સંગ કિલોલ—
મીરાં કૂ પ્રભુ દરસણ દીજ્યો, પૂરવ જનમ કો કોલ—'

કેટલાંક પદોમાં જો કે મીરાંએ રાધાનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો નથી, છતાં તેમાં કેવલ પોતાની પ્રેમ વિહ્વલતાનું વર્ણન એ પ્રેયસીના સૂચન દ્વારા અભિવ્યંજિત કરે છે તેમાં રાધાનો જ આભાસ થાય છે —

'નૈના લોભી રે, બહુરિ સકે નહિં આય
રોમ રોમ નખસિખ સબ નિરખત, લાલચ રહે લલચાય—
મૈં ઠાડી ગૃહ આગણે રે, મોહન નિકસે આય
સારંગ ઓટ તજે કુલ અંકુસ, વદન દિયે મુસકાય—
લોક કુટુમ્બી બરજ બરજ હી, બતિયાં કહત બનાય
ચંચલ ચપલ અટક નહિં માનત પર હાથ ગયે બિકાય—
ભલી કહો કોઈ બૂરી કહો, મૈં સબ લઈ સીસ ચઢાય
મીરા કે પ્રભુ ગિરધર કે બિન, પલભર રહ્યો ન જાય—'

વિરહ ઉન્માદિની મહાભાવ સ્વરૂપા રાધાની જેમ મીરાબાઈ કહે છે —

'સખી મેરી નિંદ નસાની હો!
પિયા કો પંથ નિહારતે, સબ રૈન વિહાની હો—
સખિયન મિલકે સિખ દઈ, મન એક ન માની હો
બિન દેખે કલ ન પડે, જિય ઐસી ઠાની હો—

અગન બિન વ્યાકુલ ભઈ, મુખ પિય પિય બાની હો :
અંતર વેદન વિરહ કી, વહ પીર ન જાની હો—
જ્યોં ચાતક ઘન કો રટે, મછરી જિમિ પાની હો :
મીરાં વ્યાકુલ વિરહિણી, સુધબુધ બિસરાની હો— '

[ળી] એ કહે છે :—

'મૈં હરિ બિનુ કૈસે જિઊં રી માય ?
પિય કારન જગ વૈરી ભઈ, જસિ કાકઈ ઘૂન ખાય :
ઓખદ મૂલ ન સંચરૈ, મોહિ લાગ્યો બૌરાય—
પિય ઢૂંઢન બન બન ગઈ, કયહુ મુરલી ધૂન પાય;
મીરાં કે પ્રભુ લાલ ગિરધર, મિલિ ગયો સુખદાય— '

## [બં]સી સંબંધી પદાવલી :

મીરાંએ પોતાના મદનમોહનસ્વરૂપ ગિરિધારીજીની મુરલીસંબંધી [...]દર પદો રચ્યાં છે : અને એમા એમના શબ્દોની માર્મિકતા તથા [...]કિતનું ચાતુર્ય જોઈ શકાય છે :—

" કવન ગુમાન ભરી, તૂં બંસી !
કવન ગુમાન ભરી ?—
જાતિ-પાંતિ સબ તોરી મૈં જાનુ, તૂં વન કી લકરી !—
અપને તન પર છેદ પરે એ, બાલ્હા તૂ વિછુરી—
મીરાં કે પ્રભુ ગિરિધર નાગર, રાધા સે ક્યૂં વિછુરી ?— "

તથા

'શ્રી રાધેરાની, દે ડારો જી, બંસી હમેરી—
હીરે કી નાહિં, રૂપે કી નાહિં, હરેહરે બાસ કી પેરી-શ્રી૦
કાહે તે ગાંઉ ? કાહે તાલ બજાઉં ? કાહે તે લાઉં ગઈયા ઘેરી ?-શ્રી૦
મુહસે ગાઓ, કર તાલ બજાઓ, લકુટ તે લાઓ ગઈયાં ઘેરી-શ્રી૦
મીરા કે પ્રભુ ગિરિધર નાગર, ચરણ કમલ કી મેં ચેરી- "

તેમ જ, એક બીજા પદમાં શ્રાવણની વાદળી વરસે છે, અને મીરાંને પ્રભુ ઘેર આવવાના ભણકારા વાગે છે :—

"બરસે બદરિયા સાવનકી, સાવન કી મન ભાવન કી—
સાવનમેં ઉમગ્યો મેરો મનવા, ભનક સુની હરિ આવન કી—
ઉમડ ઘુમડ ચહુ દિસસેં આયો, દામિન દમકે ઝર લાવન કી—
નન્હી નન્હી બૂંદન મેહા બરસૈ, સીતલ પવન સુહાવન કી—
મીરાં કે પ્રભુ ગિરિધર નાગર, આનંદ મંગલ ગાવન કી—"

જેમ, ઉપરના 'મેં તો સુની હરિ આવનકી અવાજ' જેવા પદોમાં, પ્રિયતમના ભાવી મિલનનો આનંદ વર્ણવાયો છે તેમ, એક બીજા પદમાં, શ્રાવણની શ્યામઘટા જોઈને મીરાંને મેઘશ્યામ શ્રીકૃષ્ણના સ્વરૂપનું સ્મરણ થાય છે; અને એ પૂછવા લાગે છે: "મનવારો બાદલ આયો રે, હરિ કો સંદેશો કછુ નહિં લાયો રે!"

## પ્રકૃતિરંગમાં ભક્તિનો રંગ :

મીરાંના હૃદયના ભક્તિરંગથી પ્રકૃતિ પણ રંગાઈ જાય છે :—

"ઉમંગ્યો ઇંદ્ર ચહુદિસિ બરસે, દામિની છોડી લાજ:
ધરતી રૂપ નવા નવા ધરિયા, રામ મિલન કે કાજ.
—સુની મૈં હરિ આવન કી અવાજ"

કેટલીક વાર મેઘથી મેઘશ્યામનું સ્મરણ મીરાંને થાય છે :—

'મનવારે બાદલ આયો રે, હરિ કો સંદેશો કછુ નહિ લાયો રે.'
'શ્યામ મેં બાદલ દેખ ડરી:
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, કીન્યો પ્રીત ખરી—'

મીરાંને મેઘની ગર્જનામાં 'હરિ આવનકી આવાજ' સંભળાય છે, અને મેઘગર્જનાથી નાચી ઊઠનાર મોર તથા ઝરણાંની જેમ મીરાં પણ નાચી ઊઠે છે: અને ઇંદ્રધનુષ્યના રંગવાળી રંગીન કલ્પના કરી શકે છે:—

'સાવન કે મેઘ ઘીરે ઉમડ, ઇંદ્રધનુષ્ય કેરો મે કસ કર,
ધૂ ધલે નયનોવાલે ભૂધર, બોલે ઝગનો કો 'આજ નયા '
મીરા નાચે રે— '

મીરાએ જે 'પરમપદ'ને પોતાના જીવનનું લક્ષ્ય બનાવ્યું હતું એ અગમ અગોચર–ગગનશિખર–બ્રહ્મરંધ્રમાં રહેનાર પરબ્રહ્મથી ભિન્ન નથી એની પ્રાપ્તિ માટે એ બધું કરી છૂટે છે 'લોકલાજ કુલ કી કાની'–એ છોડે છે વૈભવ, ઐશ્વર્યને છોડીને સાદાઈથી જીવન ગાળે છે શરીર અને મનથી તેની સાચી 'જોગન' બને છે

સદ્‌ગુરુ પાસેથી 'જ્ઞાનની ગુટકી' મેળવે છે અને પોતાના મન યોગીને વિષય-વાસનાઓમાંથી દૂર લઈ જઈ, એમના ધ્યાનમાં તેને લગાડી દે છે એને પ્રાપ્ત કરવા માટે 'ગંગા (ઈડા) યમુના (પિંગલા) કે તીર'–સુષુમ્ણામાં પહોંચીને, મધ્યગતિમાં પ્રેમનદીને તીર જ્યોતિના દર્શન કરવાની અભિલાષા એ સેવે છે તેથી એ કહે છે —

"ચલો મન, વા જમુના કે તીર—
વા જમુના કો નિરમલ પાની, શીતલ હોત શરીર– "

અને આ રીતે

"શૂન્ય શિખરના રે ઘાટની ઉપર, અગમ અગોચર નામ પડિયું–
બાઈ મીરા કે પ્રભુ ગિરધર નાગર, મારું મન શામળિયા-શું જડિયું–"

**રાધાનો ઉલ્લેખ :**

મીરાંના ઘણા ઓછા પદોમાં રાધાનો ઉલ્લેખ કરેલો છે ગોપાલ કૃષ્ણની લીલાઓને સંભારતાં જ એ રાધાને સંભારે છે — જેમ કે—

'આલી, મ્હાને લાગે વૃંદાવન નીકો—
કુંજન કુંજન ફિરત રાધિકા, સબદ સુનત મુરલી કો
મીરા કે પ્રભુ ગિરધર નાગર, ભજન બિના નર ફીકો–'

એ મુરલીના દૂરથી આવતા અવાજથી મીરાંનું મન કેવું ડોલે છે ! :—

"વાગે છે રે વાગે છેઃ વૃંદાવન મોરલી વાગે છેઃ
એનો શબ્દ ગગનમાં ગાજે છેઃ વૃંદાવન મોરલી વાગે છેઃ'
વૃંદા તે વનની કુંજગલનમાં, વ્હાલો દાણ દધીનાં માગે છે—વૃંદા૦"

મીરાં ક્યારેક કૃષ્ણ માટે તલસતી ગોકુળની ઘેલી ગોપી બની જાય છે. એમનું ચિત્ત કૃષ્ણની મોરલીની મીઠાશમાં હરાઈ ગયું છેઃ તે એટલે સુધી કે હેલ પાણીમાં ડુબાડવા જેટલા સમયમાં પણ મનને બીજે રોકવું એમને ગમતું નથી. એટલે જ એ કૃષ્ણને વિનંતી કરે છે :—

"ઘડીક વિલંબો તો ભરી લઉં હેલ."

મીરાં કૃષ્ણ સાથે એકાકાર થઈ ગયાં છેઃ અને તેથી કહી શકે છે—

'મેરી ઉન કી પ્રીત પુરાણી, ઉન બિન પલ ન રહાઉં !'

અને તેથી જ એ એમની મસ્તીમાં મદમસ્ત રહે છે. મીરાંને કૃષ્ણ-ભક્તિનો એવો તો નશો ચઢે છે કે મસ્તીમાં રહેવા માટે બીજા કોઈ પ્રાકૃત ઉપાયો એમને કરવા પડતા નથી :

'ઓર તો પ્યાલા પી પી માતી, મેં બિન-પિયે મદમાતી !"

## 'મીરાંકે પ્રભુ'નું સ્વરૂપ :

મીરા પોતાનાં પદોમા કૃષ્ણના જે મધુર સ્વરૂપનુ વર્ણન કરે છે તે સ્વરૂપ રાસવિલાસથી પરિપૂર્ણ અને અનન્ત સૌન્દર્યના સાગર જેવું છે. એવા મોહનની છબી આગળ એમનાં નેત્ર અટકી રહે છે :—

'મોરે નૈનાં, નિપટ બંકટ છબી અટકે—મોરે૦
દેખત રૂપ મદનમોહન કો, પિયત પીયૂખ ન મટકે—મોરે૦'

મોહનના રૂપ, લાવણ્ય તથા માધુર્યમાં મીરા એટલા બધાં આસક્ત બને છે કે એ પોતાનાં તન, મન, ધન—સર્વસ્વ તેમને ઓવારી દે છે :—

'યા મોહન કે રૂપ લૂભાની—
સુંદર વદન કમલદલલોચન, બાંકી ચિતવન મન્દ મુસકાની:
તન મન ધન ગિરધર પર વારું, ચરણકમલ મીરાં લપટાની—'

## મીરાંના પ્રેમનું સ્વરૂપ :

મીરાંનો પ્રેમ, 'જનમ જનમ કે સાથી'ના સ્વરૂપનો હતો. કૃષ્ણની કેવલ અનુચરી કે ગોપિકાના જેવો એ નહોતો. મીરાં પોતાના કૃષ્ણને પત્નીરૂપે ભજે છે, ઝંખે છે: કારણ કે એમની ઉપાસના માધુર્યભાવની છે; અને તેથી પતિવિહીના નિરાશ્રિતા મીરાં પ્રેમદેવ શ્રીકૃષ્ણની ઉપાસના તરફ વળ્યાં હતા :—

'શ્રી ગિરધર આગે નાચૂગી—
નાચિ નાચિ પિવ રસિક રિઝાઊં, પ્રેમીજન કો જાચૂંગી—'

રાધાની જેમ, મીરાએ કૃષ્ણને આત્મસમર્પણ કર્યું હતું : અને તેથી તે તેમને મળવા આતુર રહેતા હતા :—

'હમારે મન રાધા-સ્યામ બસી :
કોઈ કહે મીરાં ભઈ બ્હાવરી, કોઈ કહે કુલ-નાસી—
ખોલ કે ઘૂંઘટ, પ્યાર કે ગાતી, હરિ ઢિગ નાચત ગાસી:
વૃન્દાવન કી કુંજગલિનમેં, ભાલતિલક ઉર લાસી—
વિષ કા પ્યાલા રાણાજીને ભેજ્યા, પીવત મીરા હાંસી:
મીરા કે પ્રભુ ગિરિધર નાગર, ભક્તિમાર્ગ મેં ફાસી—'

## મીરાંની પ્રેમ-સાધનાનું સ્વરૂપ :

મીરાંની પ્રેમસાધના અનોખા પ્રકારની હતી. તેને લીધે જ એમને નિમ્બાર્ક, વિષ્ણુસ્વામી, વલ્લભ ઇત્યાદિ સંપ્રદાયોમા ખેંચી લાવવાની પ્રવૃત્તિ અથવા તો પ્રયત્નો થયા હતા : પરંતુ મીરાનું મન કોઈ પણ સંપ્રદાયનાં બંધનમાં પુરાવા તૈયાર નહોતું. બધા વૈષ્ણવ સંપ્રદાયોમાં

[illegible]વાકૃષ્ણની ભક્તિ અને તેમની લીલાઓ આધારભૂત હતી અને મિથિલાના કવિ વિદ્યાપતિ તથા સૂરદાસ તથા અષ્ટછાપના કવિઓ આ લીલાના આસ્વાદ અને પ્રચારક હતા

પરંતુ વાસ્તવિક રીતે જોતા, મીરાની ભક્તિનો આધાર રાધાકૃષ્ણની મ લીલા પર નહોતો ઊલટુ, એમના ' [illegible]યા ' અથવા ' ગિરધારી ' [illegible]થેનો વ્યક્તિગત અપાર વિરહ, તેમની આર્તિ ( વેદના), એ [illegible] મના પદોની પ્રેરણાનો મુખ્ય આધાર છે મીરાએ જે પ્રેમનો ઉલેખ [illegible] છે તે એમનો એમના ' પ્રિયતમ ' પ્રત્યેનો પ્રેમ છે જે ' પ્રીતમ ' [illegible]મના ' જનમમરણના સાથી ' છે આવી પ્રેમની અંગત અનુભૂતિ [illegible]શક્ષપણે વર્ણવેલી બીજી કોઈ વૈષ્ણવ કવિમા કદી નથી મળતી

**પ્રાર્થના 'ના પદો :**

મીરાના ' પ્રાર્થના 'ના પદોમા હરિના સ્વરૂપને હૃદયમા વસાવવાની [illegible] ઇચ્છા પ્રગટ થઈ હોય છે હરિના સ્વરૂપનુ વર્ણન તેમની મન - [illegible]હન મૂર્તિનુ આલેખન કરે છે ' બસો મેરે નૈનન મે નદલાલ ' જેવા [illegible]દોમા, રૂપ દર્શનના લોભી એવા નેત્રોની તથા ચિત્તની દશા સ્વાભાવિક [illegible]દોમા વર્ણવાઈ છે મીરાબાઈ પોતાની લગન, સાધના, [illegible]ઠા, સ કલ્પ [illegible]થા લક્ષ્ય જુદા જુદા શબ્દોદ્વારા વ્યક્ત કરે છે છતા એ બધાનો એમ [illegible] હેતુ પ્રભુને રીઝવવાનો હોય છે એ પ્રભુ ક્યા ?— જાકે સિર મોર [illegible]કુટ મેરા પતિ સોઈ ' અને તેમને પ્રસન્ન કરવા ' ગિરધર આગે [illegible]ચૂંગી ' એમ એ કહે છે પોતાના ભવનમા ઊભી ઊભી પથ નિહાળે [illegible] લોકલાજ છોડી દે છે અને ગમે તે પ્રકારે, પોતાના માનેલા પ્રભુને– [illegible]તિને પ્રસન્ન કરવા એ ગમે તે કરવા તત્પર છે —

' જિહ જિહ વિધ રીઝે હરિ સોઈ વિધિ કીજે હો – '

**હોરી ' તથા ' સાવન 'ના પદો :**

મીરાબાઈના જીવનમા એવા સઘર્ષ અને આઘાત આવ્યા કર્યા હતા

કે કોક વાર એ ' હોલી ' કે ' સાવન 'ની ઋતુ આવતાં પ્રિય-વિરહને લીધે વિકલ અને દુખી થતાં હતાં; ત્યારે અન્ય પ્રસંગે એની એ ઋતુઓને ઉત્સવ તરીકે એમણે આવકારી છે : રાજસ્થાન મરુભૂમિ હોવાને લીધે, ત્યાં ' સાવન ' (શ્રાવણ)નો મહિનો બહુ રળિયામણો ગણાય છે; કારણ કે એ દિવસોમાં થોડી-સરખી વર્ષા થાય છે : છતાં તેનાથી ખેતીવાડી ખીલી ઊઠે છે અને મરુભૂમિની તરસી ભૂમિ લીલી કુંજાર બની જાય છે. તે ઉપરાંત, હિંદુઓને મન પણ, વ્રતઉત્સવોને લીધે શ્રાવણ માસનું મહત્ત્વ અજાણ્યું નથી.

નીચેની પંક્તિઓમાં વિરહિણી મીરાંની પ્રભુ વિના નારાજી વ્યક્ત થઈ જણાય છે :—

(સાવન :) ' ભીંજે મ્હારો દાવન ચીર,
સાવનિયો લૂમ રહ્યો રે. '

* * *

' મતવારો બાદર આવે રે,
હરિ કો સંદેશો કબહૂ ન લાવે રે ! '

* * *

(હોલી :) ' કિન સંગ ખેલૂં હોલી ?
પિયા તજ ગયે હૈ અકેલી ! '

* * *

' હોલી પિયા બિન મોહે ન ભાવે,
ઘર આંગન નહિ સુહાવે ! '

મીરાંના મનનું ચિત્ર બદલાય છે : તેમને આ ઋતુએ સોહામણી લાગે છે : પ્રભુ-આગમનને લીધે તે ખૂબ ગમે પણ છે :—

' સાવન દે રહ્યો જોરા રે, ઘર આયોજી શ્યામ મોર રે. '

'बादला रे, जल भरि ले आयो,
सेज सवारि पिय घर आये, हिलमिल मंगल गायो —'

'रंग भरी, रंग भरी, रंग सूं भरी रे,
होली आई प्यारी, रंग सूं भरी रे.'

मीराना चित्तना आनंदनु कारण नीचेनी लीटीओमा मळे छे

'म्हारा ओलगिया घर आया जी—
तन की ताप मिटी, सुख पाया, हिलमिल मंगल गाया जी

वळी 'सहेलिया साजन घरि आया जी,
बहोत दिना की जोवती विरहिणी पिव पाया जी'

## 'पदो'नी त्रिविध भाषा :

मीराबाईना पदो कोई काव्यरचना करवाना हेतुथी रचाया नथी, परंतु तेमनी अनन्य प्रेमनी उपासनाने अंगे, 'गिरधर नागर'नी सन्मुख कीर्तन करता करता, प्रेमना आवेशमा पोताना हृदयना उद्गारोने प्रगट करता करता तेमणे प्रेमावेशने वाणीनो देह आप्यो हतो. ए रीते गवायेलां गीतो साधुसंतोनी भजनमंडळीमां श्रुति परंपराथी प्रचलित बन्या अने त्या सुधी तेने लिपिबद्ध करवानो कोईए प्रयास कर्यो नहि होय. आवा कारणने लीधे ज आज सुधी मीराबाईना पदो चोक्कस स्वरूपमा मळी आवता नथी. जे जे प्रांतोमा अने तीर्थक्षेत्रोमा ए प्रचार पाम्या त्यानी त्यानी भाषानी छाप स्पष्ट पणे ते 'पदो' उपर पडी. मीराना पदो मुख्य त्रण भाषामा प्राप्त छे राजस्थानी अथवा मारवाडी, व्रज अथवा हिंदी अने गुजराती—कारण के आ त्रणे प्रदेशो साथे मीराबाईनो संबंध जोडायेलो हतो. मेडतामा तथा मेवाडमा एमना जीवननो मोटो एवो भाग वीत्यो हतो. व्रजमंडळमा तो तेमना उपास्य देव 'गिरधर नागर'नी विहारभूमि हती, अने वळी केटलाक वर्षो तेमणे वृंदावनमा वास पण कर्यो हतो. तेमना

જીવનના શેષ વર્ષો તેમણે સૌરાષ્ટ્રમા, પશ્ચિમ સાગરને કાઠે આવેલા દ્વારિકામા રણછોડરાયજીના મ દિરની હૂ ફમા વીતાવ્યા હતા એટલે નણે પ્રદેશોની ભાષાનુ સ મિશ્રણ સહેજે સમજી શકાય છે

## ‘વ્રજભાષા’નાં પદો :

શુદ્ધ વ્રજભાષામા રચાયેલા મીરાના પદ પ્રાપ્ત થયા છે, તે ઉપરથી કહી શકાય કે તેમનો વૃન્દાવનવાસ પ્રમાણમા સુદીર્ઘ કાળ માટેનો હોવો જોઈએ તેમના પહેલા વ્રજભાષામા સુદર પદો રચનાર સૂરદાસ–પ્રમુખ ‘અષ્ટછાપ’ના કવિઓએ બાલકૃષ્ણની લીલાઓના ભાવવાહી કીર્તનો વ્રજમા રહીને રચ્યા હતા ‘સૂરસાગર’ની રચના સ ૧૬૦૯મા સમાપ્ત થઈ હતી તેથી મીરાબાઈના અવસાનનુ વર્ષ સ ૧૬૦૩ જેટલુ વહેલુ માનવામા આવે તો સૂરદાસની શૈલીની તેમના ઉપર થયેલી અસર માનતા અચકાવુ પડે તેમ છે પરતુ મીરાબાઈની હયાતી સ ૧૬૩૦ સુધી સકારણ માની શકાય છે

તીર્થયાત્રામાથી ચિરવાસ થવાને પરિણામે વ્રજભાષાની કીર્તન પ્રણાલીનો મીરાબાઈને સારો પરિચય થવા પામ્યો તેમની કીર્તન રચનાને સ તજનોએ સત્કારી, કારણ કે મીરાના પદો એ કવિતા તરીકે ભલે મહત્ત્વ ન ધરાવતા હોય તોપણ એ પદોમા એક નારી હૃદયનુ એકાન્ત સ ગીત ભરેલુ છે—જેમા વેદના, સ ઘર્ષ, આન દ, સમર્પણ વગેરેના ભિન્ન ભિન્ન સ્વરો શ્રુતિગોચર થાય છે

## મીરાનાં પદોમા આવતી ‘છાપ’ :

વિશેષે કરીને મીરાના પદોની છેલ્લી લીટીમા

‘મીરા કે પ્રભુ ગિરધર નાગર’

એવી ‘ટેક’ અથવા છાપવાળી અર્ધી પ ક્તિ મળી આવે છે જેનુ ભ્રષ્ટ રૂપ કઠોપકઠથી ગુજરાતી બનેલા પદોમા

'મીરા કહે પ્રભુ ગિરધર નાગર'

અથવા 'મીરા કહે પ્રભુ ગિરધરના ગુણ (વહાલા)'

—એવું મોટે ભાગે લોકજીભે ચઢી ગયું છે અથવા સંતોની ભજન-મંડળીઓના ભજનિકોએ, નરસિંહ મહેતાના પદોમાં 'ભણે નરસૈંયો' –એવા પ્રકારની છાપ મળતી હોવાને કારણે મીરાબાઈ પણ 'ભણે છે' અથવા 'કહે છે'–એવો અનુકરણસૂચક સુધારો તેમણે પ્રચલિત કર્યો હોય એમ કહેવાનું મન થાય છે બાકી, જેમ 'નરસિંહા નો સ્વામી' એવું પદ મળે છે તેમ, 'મીરા કે પ્રભુ' પદ જ મુખ્ય માનવાની જરૂર છે મીરાના કેટલાક પદોમાં 'યૂ કહે મીરાબાઈ' અથવા 'મીરા કે પ્રભુ ગહિર ગંભીરા' એવી છાપ પણ બદલાયેલી મળી આવે છે

કેટલાક પદોમાં 'મીરા દાસી જનમ જનમ કી' અથવા 'દાસી મીરા લાલ ગિરધર' અથવા 'જન મીરા' જેવી છાપ પણ કેટલાક પદોમાં મળી આવે છે 'મીરા કે પ્રભુ, કબ રે મિલોગે?' એવી દુખદર્દ ભરેલી વિરહદ્યોતક પંક્તિ પણ ઘણાં સુંદર પદોમાં દૃષ્ટિગોચર થાય છે તેમ કેટલાકમાં 'મીરા વ્યાકુલ વિરહણી' એવું પદ પણ યોજાયેલું પ્રાપ્ત થાય છે એટલે આ પ્રમાણે મળી આવતી અનેક 'છાપ'વાળા પદો, માત્ર 'ટેક' જુદી હોવાના કારણથી, એ મીરાબાઈના પદ નથી એવા ઉતાવળા નિર્ણય ઉપર આવતા પહેલાં, તેમાંના હાર્દને પારખવાની ખૂબ જરૂર છે

મીરાના પદોની છાપ માટે વિશ્વસનીય ગણવી પડે તેવી ડાકોરવાળી પ્રતિકૃતિ, સં ૧૬૪૨માં થયેલી, પ્રાપ્ત થઈ છે જે દ્વારકાની મીરા સખી લલિતાએ નિપિબદ્ધ કરેલી, તેના ઉપરથી એ ઉતરી છે મીરાના અવસાન પછી લગભગ દસકામાં જ થયેલી આ પોથી અત્યાર સુધી જાણવામાં નહોતી તેના નિત્ય કીર્તન માટે હોય એવાં ૬૯ પદો માત્ર તેમાં ઉતારેલાં છે તેવી જ બીજી એક પોથીમાંથી પ્રાપ્ત, સં ૧૮૦૫માં

ઉતારેલી 'મીરાંની પદાવલી' મળી આવી છે: તેમા ડાકોરવાળી પ્રતિનાં પદો ઉપરાંત બીજાં ૩૪ પદો મળીને, એકંદરે ૧૦૩ પદોનો પ્રામાણિક પદસંગ્રહ તેને ગણી શકાય તેમ છે: આ પદોની છેલ્લી લીટીમાં જે વિવિધ 'છાપ' મળી આવે છે તેનાં ઉદાહરણ અહીં આપ્યા છે—જેથી આ 'છાપ'નું વૈવિધ્ય કોઈપણ શંકાને ઊભી કરવા પર્યાપ્ત ગણી શકાય તેમ નથી.

(૧) 'મીરા કે પ્રભુ ગિરધર નાગર'
—બેડા પાર લગાજ્યો જી.
—થેં બિન રહ્યો ન જાય!
—કર ગહો, નંદકિશોર!

(૨) 'મીરાં કે પ્રભુ કબ રે મિલોગે?'
—થેં મિલ્યા સુખ હોય.
—થેં બિન રહ્યો ન જાય.
—દુખમેટન સુખદેન.

(૩) 'મીરા કે પ્રભુ હરિ અવિનાશી'
—અપનો જન કો પીત.
—તજ દીયા નગર નરેશ.

(૪) 'દાસી મીરા લાલ ગિરધર'
—અગમ તારણ તરણ.
—મિલ વિછુરન ના હોય.
—હરો મ્હારી પીર.

(૫) 'મીરા વ્યાકુલ બિરહિણી'
—સુધબુધ બિસરાની હો.
—અબ વિલમ મત કીજ્યો જી.
—પ્રભુજી દરસન દિજ્યો આય.

(૬) 'મીરા દાસી જનમ જનમ કી,' થારો નેહ લગાય
(૭) 'મીરાં હરિ' કે હાથ બિકાની, જગ કુલ-કાન સરી રે.
(૮) 'મીરા-પ્રભુ' લગન લાગી, હોની સી હોઈ!

## મીરાં અને ચંદ્રસખી:

વૈષ્ણવપ્રપંથથી પ્રભાવિત એવા મીરાના ઘણા પદોમા રાધા-કૃષ્ણની પ્રેમલીલાને તથા બાંસુરી-વર્ણનને વર્ણ્ય વિષય બનાવેલા છે. મીરાની શૈલીને ખૂબ મળતા આવતા એવા 'ચંદ્રસખી' નામની રાજસ્થાનની એક ભક્તકવયિત્રીના પદો રાજસ્થાનમા પ્રાપ્ત છે: કેટલાક એમ કહેનારા તૈયાર છે કે મીરાબાઈએ જ 'ચંદ્રસખી'નુ ઉપનામ ધારણ કરીને, 'ગોકુલચંદ્રની સખી'એ જ કૃષ્ણલીલાના પદો રચ્યા હોવા જોઈએ ચંદ્રસખીના પદોની 'છાપ'મા

'ચંદ્રસખી ભજ બાલકૃષ્ણ છબિ'

—એવુ અંતિમ ચરણ ગૂંથેલું હોય છે ચંદ્રસખીના પદો વલ્લભીય વૈષ્ણવોમા ખૂબ પ્રિય છે. અને તેની સંખ્યા લગભગ સો એક જેટલી થાય છે આવી માન્યતા પ્રચલિત થવાનું મુખ્ય કારણ એ જણાય છે કે 'ચંદ્રસખી' તથા મીરાના કેટલાક પદોના ભાવમા તથા ભાષામા બહુ સામ્ય જણાય છે એટલું જ નહિ, પરંતુ કેટલાક પદો તો એકબીજાના રૂપાન્તર હોય એમ પ્રતીત થાય છે 'ચંદ્રસખી'ની ભક્તિ, તેમના પદોની 'ટેક' જોતા, વાત્સલ્યભાવની જણાય છે ત્યારે મીરાબાઈ પોતાની માધુર્ય-ભાવની ભક્તિ માટે વિશેષ પ્રસિદ્ધ છે આ ભેદને ધ્યાનમા રાખવાથી કદાચ બન્નેના પદોને નોખા પાડી શકાય ખરા

મીરા અને ચંદ્રસખીના પદોના રૂપાન્તર સાથેસાથે જોઈએ.—

**મીરાં:** 'શ્રી રાધરાની, દે ડારો બંસી મોરી—
જા બંસી મેં મેરો પ્રાણ બસત હૈ,
સો બંસી ગઈ ચોરી—રાધે૦

કાહે સે ગાઊં? કાહે સે બજાઊં?
કાહે સે લાઊં ગૈયા ઘેરી?—રાધે૦

મુખ સે ગાઓ કાન્હા, હાથો સે બજાઓ,
લકુટી સે લાઓ ગૈયા ઘેરી—રાધે૦

હા હા કરત તેરે પૈયા પરત ({,
તરસ ખાઓ પ્યારી મોરી—રાધે૦

મીરા કે પ્રભુ ગિરધર નાગર,
બસી લે કર છોરી—રાધે૦ '

ચંદ્રસખી '[શ્રી] રાધેરાની, દે ડારોના બાસુરી મોરી—
જા બસી મે મેરા પ્રાણુ બસત હૈ,
સો બસી ગઈ ચોરી—રાધે૦

સોને કી નાહીં કાન્હા, રૂપે કી નાહીં,
હરે હરે બાસકી પેરી—રાધે૦

કાહે સે ગાઊં ? રાધે, કાહે સે બજાઊં ?
કાહે સે લાઊં ગૈયા ઘેરી ?—રાધે૦

મુખ સે ગાઓ પ્યારે, તાલ સે બજાવો,
લકુટિયા સે લાઓ ગૈયા ઘેરી—રાધે૦

ચંદ્રસખી ભજ બાલકૃષ્ણ છબિ,
હરિ ચરનન કી ચેરી—રાધે૦ '

બીજા એક વ્રજભાષાના પદનુ ભાવસામ્ય તથા શબ્દસામ્ય બન્નેની સરખામણી માટે બહુ પ્રકાશ પાડનારુ છે મીરાનુ પદ, ધ્રુવપદ બાદ કરતા, અંતરાની ૭ પંક્તિમા 'કવિત' જ છે —

મીરા 'તેરો કાન્હ કાલો હો માઈ, મેરી રાધે ગોરી હો—
ઐસી રાધે રૂપ બની કંચન સી દેહ હની
ઐસો કારો કાહ પર વારિ રાધે વારી હો—તેરો૦

ભજનપ્રેમીઓ એમ સમજે છે કે એ પણ એક સ્ત્રી–ભક્ત થઈ ગયા છે અથવા ' દાસી જીવણ ' પુરુષ હોવાનું જાણનારા પૈકી ઘણા જ ઓછાને ખબર હશે કે એ પુરુષનું નામઠામ શું હશે? ' દાસી જીવણ 'માં દેખાતો સખીભાવ અથવા દાસીભાવ વૈષ્ણવ સંપ્રદાયના પ્રભાવથી જ ઉપજ્યો હશે એમ જણાય છે. કબીરપંથી સંતોએ પણ વૈષ્ણવ ભક્તિનો રંગ પકડ્યો છે. તેનું મૂળ કબીરસાહેબની વિરહવાણીમાં જોઈ શકાય છે. અહીં રાધાકૃષ્ણના નામનું સંબોધન નથી, છતાં ભક્તાત્મારૂપી વિરહિણી, કોઈ અનામી પરમાત્મા પિયુને સારુ પુકારીને કહે છે —

' તલફે બિન બાલમ મોર જિયા —
દિન નહીં ચૈન, રાત નહિ નિંદિયા,
તલફ તલફ કે ભોર કિયા—'

* * *

' પિયા મિલન કી આસ, રહો કબ લૌં ખડી?
ઊંચે જહિં ચઢી જાય, મને લજ્જા લગી—
પાંવ નહીં ઠહરાય, ચઢૂ ગિર ગિર પરૂ
ફિર ફિર ચઢહૂ સમ્હારિ, ચરન આગે ધરૂ—

* * *

અંતરપટ દે ખોલ, શબદ ઉર–આવ રી
દિલ બિચ દાસ કબીર, મિલૈં તોહિ બાવરી—'

આ પ્રમાણે ' દાસી જીવણ 'ની આરજૂઓ તો સ્પષ્ટ રાધાની કૃષ્ણ પ્રતિની વિરહ ગાથાઓ જ છે. જીવણને વિશે લોકમાન્યતા પણ એ જ છે કે—

' જીવણ જગમાં જાગિયા, નરમાંથી થિયા નાર
દાસી નામ ધરાવિયું એ રાધા અવતાર '

અર્થાત્ ' જીવણ ' એ રાધાજીનો અવતાર હતા. આ જ અર્થમાં



મીરાને પણ 'પૂર્વ જનમની ગોપી' કહ્યું છે–('દાસી જીવણ'ના પદો માટે જુવો, શ્રી મેઘાણીકૃત 'સતવાણી,' ૧૯૪૭)

## નરસિંહ અને મીરાં :

નરસિંહ મીરાના પદોના વિષયનું વર્તુલ તથા તેમની સંખ્યા મર્યાદિત છે અને ભક્તિના આવિર્ભાવને વ્યક્ત કરવાની ધાટી પણ જુદી છે નરસિંહમાં પ્રભુના વિરહ કરતા મિલનનો આનંદ વધુ ગવાયો છે મીરામા મિલન કરતા વિરહનું દર્દ વિશેષ ગવાયું છે નરસિંહમા પ્રભુમિલનનો આનંદ મુક્તપણે શબ્દનો આકાર પામે છે ત્યારે મીરામા નરી વિરહવ્યથા તરવરે છે અને વ્યથિત હૃદયના આઘાતમાથી પદોની વાણી વહેવા માંડે છે

નરસિંહ મહેતાએ મધ્યકાલીન કૃષ્ણભક્તિને પ્રોજ્જ્વલિત રાખી છે અને આજસુધી તેમના પદોની નિખાલસતા અને સચ્ચાઈ નો ગણો તેમને સૈકે સૈકે લોકપ્રિય બનાવતા રહ્યા છે) મીરાની બાબતમા, એક નિષ્કલંક સાધ્વી જીવનની સુવાસ જેમ તેમના જમાનામા, તેમ આજે પણ એવી જ કમનીય અને મનોહર રહી શકી છે નરસિંહમા પ્રભુ ભક્તિ સાથે સાથે તત્ત્વજ્ઞાનનો નીચોડ પણ પદોમા ઊતર્યો છે કવિતા સાથેના જ્ઞાનના સુમેળમાથી તેમના 'અખિલ બ્રહ્માંડમા એક તુ શ્રીહરિ,' 'જયા લગી આતમાતત્ત્વ ચિન્ત્યો નહિ, ત્યા લગી સાધના સર્વ જૂઠી'–જેવા અજ્ઞાનપ્રભંજક પદોમા આચાર કરતા હૃદયની સાચી ભક્તિનો ઉપદેશ વ્યક્ત થયો છે

ત્યારે 'વ્યાકુલ વિરહિણી' મીરામા જ્ઞાનચર્ચાનો સંભવ જ નહોતો મીરા સર્વસર્વદા આત્મનિષ્ઠ જ રહ્યા છે પૂર્વ જન્મની ગોકુલની ગોપી, કોઈ શાપથી પ્રભુથી વિખૂટી પડી ગઈ હતી તે અનેક અનુનય, પ્રાર્થના અને પશ્ચાત્તાપથી શુદ્ધ થઈને, તેના આંસુના જલથી પ્રેમની વેલને ઉછેરે છે, અને તેને પ્રફુલાવે છે ('અંસુવનજલ સીંચ સીંચ,

ગોકુલ ઉજાર કીનો, મથુરા બસાય લીનો :
કુબ્જા કૂ રાજ દીનો, ભાવે તો ગિમારી હો—તેરો૦
બિનતી સુનો ભગવાન, લાગૂંગી તુમ્હારે પાય :
મીરાં-પ્રભુસો કહીયો જાય, સેવક તુમ્હારી હો—તેરો૦'

ચંદ્રસખી : 'કૈસે બ્યાહૂં રાધે ? કન્હૈયો તેરો કારો, માઈ !
ઘર ઘર કી વો ગૌ ચરાવૈ, ઓઢણુ કંબલ કારો—કૈસે૦
છીન ઝપટ દહીં ખાત બ્રિજ મે,
ચવૈગો કૈસે રાધે કો ગુજારો ?
મેરી રાધા અજબ સુંદરી,
તેરો કન્હૈયો કારો—કૈસે૦
કારો કારો મત કરો,
કાન્હો હૈ બ્રિજ કો ઉજિયારો :
નાગ નાથ રેતી પર ડાર્યો,
માગી ફૂંક કૃષ્ણ ભયો કારો—કૈસે૦
પીતામ્બર કી કાછની કાછે,
મોહન મુરલીવારો :
ચંદ્રસખી ભજ બાલકૃષ્ણ છબિ,
કાન્હ ત્રિલોક સૂ ન્યારો—કૈસે૦'

સંભવ છે કે ચંદ્રસખીનું પદ મીરાંને નામે કદાચ ચડી ગયું હોય. બીજું જ એવું એક પદ જરા ફેરફાર સાથે મળી આવે છે. ચંદ્રસખીના પદમાં એક પંક્તિ (પાંચમી) વધારે છે. બાકી તો માત્ર છેવટની 'છાપ'નો જ ફરક છે.

'છોડો લગન, મેરી બહિયાં ગહો ના. છોરો લંગર, મોરી૦
જો તુમ મેરી બહિયાં ગહત હો, નૈણા મિલાય મેરે પ્રાણ હરો ના—
હમ તો નારી પરાયે ઘર કી, હમારે ભરોસે ગોપાલ રહો ના—

બનરાબન કી કુંજ ગલિનમેં, રીતિ છાંડિ અનરીતિ કરો ના—
જાય પુકારૂં કંસરાય સોં, તુમરી બાત હમ એક સહો ના—
ચંદ્રસખી ભજ બાલકૃષ્ણ છબિ, ચરણકમલ ચિત્ત ટારે ટરો ના—
[ મીરાં કે પ્રભુ ગિરધર નાગર　　"　　"　　" ]

## મીરાંબાઈ અને 'દાસી જીવણ':

મીરાંએ જેમ 'વ્યાકુલ વિરહિણી' તરીકે પોતાના અંતરની વરાળ કાઢી છે તેમ કબીરસાહેબે પણ 'હરિવરની વિરહિણી'ને ભાવે ઘણું ગાયું છે. મધ્યકાલીન ભક્તોની એ સખી-ભાવના તલસાટથી ભરપૂર છે. પ્રેમલક્ષણા ભક્તિ એ આત્મઅનુભવની વાત મનાય છે. એક ભજનમાં છે કે—

'ભગતિનો મારગ રે, ફૂલ કેરી પાખડી :
　　　　સૂંઘે તેને રે સવાદ.
સવાદને સૂંઘ્યા રે, ગોપીચંદ ભરથરી રે,
　　　　જેને વનમા ઉપજ્યો વૈરાગ—'

આ પ્રેમલક્ષણા ભક્તિમાં શરણાગતિ, મસ્તી, આનંદ-ઉદ્રેક અને પ્રભુ-વિરહના ભાવો ગવાયા છે. મીરાંબાઈની સરખામણી જેની સાથે થઈ શકે એવાં 'દાસી જીવણ' સૌરાષ્ટ્રમા થઈ ગયા છે. સંખ્યાને હિસાબે, વ્યાપકતાને હિસાબે અને લોકપ્રિયતાને હિસાબે 'દાસી જીવણ'નાં પદો સૌરાષ્ટ્રમાં પહેલું સ્થાન ભોગવે છે. એમની વાણીથી મુક્ત એક નાનુ નેસડું પણ નહિ હોય. ગીર કે બરડા ડુંગરના માલધારીઓના માઝમ રાત્રિઓના એકતારાને તારે તારે, 'દાસી જીવણ'નાં દિલડોલાવણ ભજનો ખૂબ મીઠાશથી ગવાતા હોય છે. સોરઠના ભજનપ્રેમીઓ 'દાસી જીવણ'ની વાણીને 'બાઈ મીરા'ની કવિતાના જેટલી જ પ્રસન્નતાથી સેવે છે.

અને '[illegible] જીવ[illegible]' [illegible]

પ્રેમ-એન બોઈ ) મીરાની એ પ્રેમભક્તિની વેલ આજે પણ એવી તાજી ને તાજી, નવ પલ્લવની, ભાવિકોને શાતા આપી રહી છે

'બાલા જોગણ ' છતા ' બાલકુવારી ' મીરાને બાલપણથી ' પ્રેમની કટારી ' વાગી હતી અને પ્રિયતમની શોધમા એ બ્હાવરી-બ્હાવરી ફરતી હતી કારણ કે એ પ્રિયતમે તેમને ' આવન આવન કહ ગયે, કર ગયે કોન અનેક ' એટલે જ મીરાની એમના પ્રભુની ખોજ ચાલુ છે –

'એક બન ઢૂઢી, સકલ બન ઢૂઢી ઢૂઢચો સારો દેશ
તોરે કારન જોગન હોઉંગી કરુગી ભગવો વેશ – '

મીરાના પદોમા પ્રભુના આપ્તજનની નિકટતા પારખી શકાય છે નરસિંહ મહેતામા એવા આપ્તજન કરતા, ભક્તજનનો કંઈક દરજ્જો સ બધ દષ્ટિગોચર થાય છે બ નેની ઈશ્વરપરાયણતા, બન્નેની પ્રભુ ભક્તિ અને બન્નેના જીવનની પ્રવૃત્તિના વિષયો પણ લગભગ એકસરખા છે છતા તેમના પદોની રચના એકબીજાથી ભિન્ન છે નરસિંહમા પુરુષસહજ ધીરપણું છે ત્યારે મીરામા નારીસહજ લજ્જા-નાજુકાઈ અને માધુર્ય છે નરસિંહ મહેતા ગોપી બનીને ગાય છે ખરા, પર તુ તેમા પુરુષની પ્રગલ્ભતા છાની રહેતી નથી ત્યારે મીરામા સ્ત્રી-તરીની સાહજિક કોમળતા તેમના વ્યથિત હૃદયનો બરોબર પડઘો પાડે છે

મીરાના પદોમા સ્ત્રીહૃદયની નરી સરળતા અને ભાવનાપ્રચુરતા દષ્ટિગોચર થાય છે પ્રેમલક્ષણા ભક્તિની આરત અથવા લગની તેમા પ્રતીત થાય છે છતા મીરાંને એકલપ ઘે સમાજ સામે લડી લેવુ પડયુ હતુ તેથી એમણે કહ્યુ છે

'પુણ્ય કે મારગ ચાલતા ઝક મારો સંસાર !'

મીરા ધર્મે વૈષ્ણવ છે, પણ હાડે રજપૂતાણી છે તેથી જ એ ઘેરથી નીકળી પડે છે અને કહી શકે છે કે, ' સ સાર ઝખ મારે છે કારણ કે હું તો પુણ્યને માર્ગ જાઉં છુ !

## નરસિંહ અને મીરાંનો શૃંગાર :

(મીરાંના પદોમાં શૃંગાર મીઠો છે. નરસિંહ મહેતાની શૃંગારમાળાનાં પદો પણ મીઠાં છે. છતાં નરસિંહ મહેતા પુરુષરૂપ હતા અને ગોપીરૂપ બનેલા. ત્યારે મીરાં તો સ્ત્રી જ હતાં, અને ગોપીરૂપે થઈ રહેલાં હતાં. તેથી નરસિંહ મહેતાના મુખમાં શૃંગાર જેટલો શોભે છે તેના કરતાં અધિકાંશે મીરાંમાં શોભે છે. નરસિંહના કૃષ્ણકીર્તનમાં શૃંગારની પરિભાષા કંઈક અમર્યાદ અને ઉઘાડી છે.) મીરાંમાં સ્ત્રીસુલભ લજ્જા અને મર્યાદા છે. તેથી જ તેમનાથી પ્રીતિ ભાવનાને ઠરેલ સ્વરૂપમાં કહી શકાય છે. મીરાંમાં સ્ત્રીનું નૈસર્ગિક હૃદય હતું. તેથી જ એમના પદોમાં સ્ત્રીહૃદયની કુમાશ અને પ્રેમલક્ષણા ભક્તિની સ્વાભાવિકતા વિશેષ પ્રમાણમાં વ્યક્ત થઈ શક્યાં છે.*

## નરસિંહ, મીરાં, દયારામ :

એમ જ કૃષ્ણભક્તિને વરેલા એવા નરસિંહ અને દયારામને, કૃષ્ણભક્તિની 'જનમ જનમની દાસી' એવાં મીરાંબાઈની સાથે, સંભારવાનું પ્રાપ્ત થાય છે. નરસિંહ અને દયારામની જેમ મીરાં પણ ગોપીભાવ અને

* સરખાવો

The Mehta is not merely a devotee as ordinarily understood There is a *human* element in his attachment to Krishna which is very refreshing He often addresses his Lord in terms of easy familiarity In Narasimha we have a *man's* devotion to his Lord while Mirañ is the *woman* utterly oblivious of herself These two have therefore divided the whole of Gujarati community between them

—Dr I J S Taraporewala's Introduction to Selections from Gujarati Literature Vol I (Calcutta University, 1924)

રાધાનો કૃષ્ણભાવ અનુભવે છે, પરંતુ મીરા આખર તો યે સ્ત્રી છે: અને નરસિંહ–દયારામ, ઉચ્ચ કોટિના ભક્તો હોવા છતા યે, એ પુરુષો છે ત્યારે મીરાંને ગોપીભાવ સહજ છે ગોપીભાવના નિરૂપણમા સ્ત્રીસુલભ મર્યાદા એ જાળવે છે; જ્યારે નરસિંહ દયારામ ગોપીભાવમા પણ પુરુષસહજ ધીટતા અને પ્રગલ્ભતા દાખવે છે. અને એમનો ગોપીભાવનો ઓઢેલો અંચળો દેખાઈ આવે છે: પરિણામે મિલનના આનંદનુ વર્ણન કરતા તેમનો શૃંગાર સ્થૂલ કોટિનો બની જાય છે.

(સ્ત્રીહૃદયની નૈસર્ગિક સ્ફુરણો, માધુર્ય અને માર્દવ મીરાંના જેટલા નરસિંહ દયારામની કવિતામાથી મળતા નથી મીરાંની કવિતાના માર્દવ અને સુકુમારતા દયારામમા કવચિત્ દેખાય છે ખરા, ત્યારે મીરાની કવિતાની નાજુકાઈ–નજાકત નરસિંહમા ભાગ્યે દેખાય છે બીજી બાજુથી, નરસિંહ દયારામમા જોવા મળતા તત્ત્વો–પ્રભુમિલનનો આનંદ, તત્ત્વજ્ઞાનનુ નિરૂપણ કે ભાવવૈવિધ્ય–મીરામા નથી મળતા એ તેમની મર્યાદા છે )

પ્રભુ માટેની મીરાંની ઝંખના અનેક પદોમા ઉદ્ગાર પામી છે: એક પદમા કહે છે —

'આઊં આઊં કર ગયા સાંવરા, કહ ગયા કૌલ અનેક:
ગિનતે ગિનતે ઘિસ ગઈ ઉંગલી, ઘિસ ગઈ ઉંગલી કી રેખ।'

બીજા એક પદમા કહે છે —

'આવન કહ ગયે અજહૂ ન આયે, દિવસ રહે અબ થોરી:
મીરા કે પ્રભુ! કબ રે મિલોગે? અરજ કરૂં કર જોરી—'

એની એ વાત વળી કહે છે —

'દેશ વિદેશ સંદેશ ન પહુંચે, હોય અંદેશા ભારી:
ગિનતા ગિનતા ઘિસ ગઈ રેખા, આંગુરિયા કી સારી:
અજહૂ ન આયે મુરારિ—'

## મીરાંનાં પદનાં પાઠાન્તરો :

મીરાના યાવત્પ્રાપ્ય પદોનુ સંશોધન અને સંપાદન થવુ ઇષ્ટ છે : એ વાત સૌ સ્વીકારે છે. કેટલાક પદોના પાઠાન્તરો એટલા બધા મહત્ત્વના હોય છે કે એમાંથી કયુ સ્વીકારવુ અને કયુ ગાળી કાઢવુ અથવા ટાળી નાખવુ એ પરમ સાહસ ગણાય તેમ છે.

આનું ફક્ત એક જ ઉદાહરણ આ 'મનન' નિમિત્તે લઈએ. ખૂબ લોકપ્રસિદ્ધ પદ 'મ્હાને ચાકર રાખોજી:'નુ પ્રચલિત પાઠાન્તર જે મળે છે તેમા, થોડીક પ્રાસંગિક કડીઓ 'ચાકર'ના નિત્ય જીવનને અનુરૂપ, એવી એક જૂની પોથીમાથી મળેલા પદમા, મળી આવી છે * 'ચાકર રહસૂ, બાગ લગાસૂ, નિત ઉઠ દરસન પાસૂ' એ પંક્તિઓ પહેલા, નીચેની પંક્તિઓ 'ચાકર'ના જીવનની વધારે ઝીણી વિગતો આપે છે.

'ગમૈયા મહારાજ! મ્હાને ચાકર રાખો જી—
ભારો લાઉં, પૂલો લાઉં, ભેંસ દુવાઉં ભૂરી :
રામ! રસોઈ કર જીમાઉં, મોમૈં બડી સબૂરી—મ્હાને૦
મોઠ બાજરી ભિક્ષણ દીજે, ભાવે દીજે કૂરી
તુરત રસોઈ કર જીમાઉં, સાગ બણાઉં તૂરી—મ્હાને૦
સિરખ પથરણા સાબદ દીજ્યો, ભાવે દીજ્યો ખજૂરી :
કારી કાગલ ઓઢણ દીજ્યો, પલક ન મેલ્હુ દૂરી—મ્હાને૦
ચાકર રહસ્યા, બાગ લગાસ્યા, નીત ઉઠ દરસણ પાસ્યા •
વૃન્દાવન કી કુંજગલન મે, ગોવિંદલીલા ગાસ્યા—મ્હાને૦
ચાકરી મે દરસણ પાસ્યા, સુમરણ પાસ્યા ખરચી :
ભાવ ભક્તિ જાગીરી પાસ્યા, તીનુ બાતા સરચી—મ્હાને૦

* જુઓ, 'ગુજરાત માસિક' સં' ૧૯૮૪ના આસોનો અંક 'મીરાનુ એક પ્રસિદ્ધ પદ,' સંપાદક મંજુલાલ મજમુદાર

મોદી પૂછે મદન-મોહનનું, 'કહો મહિના પાયા?':
'તીન લોક જાગીરી પાઈ, નિરભે પટા લિખાયા'—મ્હાંને૦
જોગી આયા જોગ કરણ કું, તપ કરણે સંન્યાસી:
ભાવ ભક્તિ કર સાધુ આયા, અમરાપુર રા વાસી—મ્હાંને૦
ઊંચા ઊંચા મિંદર ચણાઉં, બિચ મેં રાખું બારી:
રમૈયા રા દરસણ પાઉં, ઓઢ પીતાંબર સારી—મ્હાંને૦
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, સતગુરુ દરસણ દીન્હા:
તટ જમના કે તીર ઉપર, રામૈયા રંગ ભીના—મ્હાંને૦"

—'ચાકર' તરીકે રહેવાની માગણી કરવામાં, મીરાંબાઈને પ્રભુનું આઠે જામનું સાન્નિધ્ય પ્રાપ્ત થાય એ હેતુ છે. તેથી ચાકર બનવાને લિધે શું શું તેમને પ્રાપ્ત થઈ શકે—એ આ પદમાં તેમણે ગાયું છે. પ્રચલિત પદના પાઠાન્તરને અભ્યાસીએ આ સાથે સરખાવવા જેવું છે: જેમાં પ્રાગ'ભનું ચિત્ર અધૂરું છે.

**મીરાંનાં પદોનું હાર્દ:**

[illegible] ઊમળકારૂપે, કોઈ સુસજ્જ [illegible] અને મધુરા ધ્વનિ જેવા [illegible] મુક પ્રકારની માનસિક સ્થિતિ લાવવી પડે છે. સુંદર કલ્પનાઓ ખેંચી લાવી, તેને શબ્દમાં મૂર્ત કરવાને આયાસ કરવો પડે છે: પણ મીરાંની કવિતા સ્વયંભૂ હતી: કારણ કે સાચી કવિતા એ ભાવની, ઊર્મિની ભાષા છે. તેથી જે કલ્પના-સૃષ્ટિમાં મીરાં વિહરતાં હતાં તેમાંથી, પોતાનો અનુભવોને વ્યક્ત કરવાની તેમને જરૂર પડતી ત્યારે—આપોઆપ જેમ સામાન્ય અનુભવો સહજ કહી શકીએ તેમ—એ શુદ્ધ રસથી છલકાતાં પદો વિનાશ્રમે રચતાં.

તે કવિતા લખતાં નહીં, પણ કાવ્યમસ્તીમાં સદા યે નિમગ્ન રહેતાં. દરેક પ્રસંગે એ પદોમાં એમણે કાવ્યશક્તિ દાખવી નથી; છતાં કાવ્ય-

મયતાનો અભાવ એમણે કદી અનુભ યો હોય એમ લાગતુ નથી અને તેથી જ એમનાં પદો સામાન્ય કે અર્ધસસ્કારી હૃદયને પણ સ્પર્શી શક્યા છે મીરાના પદોની લોકપ્રિયતા એમા રહેલી કવિતાની અદ્ભુત શક્તિનો જ પરિચય કરાવે છે સ્વભાવની સુકુમારતા, કવિત્વની કસોટી રૂપ સૂક્ષ્મભાવ અનુભવવાની શક્તિ—જે કાવ્યમયતાનુ મૂળ છે—તે તેમનામા સપૂર્ણ કક્ષાએ ખીલ્યા હતા મીરાનુ હૃદય આજન્મ કવિન હતુ—સુકુમાર અને સૂક્ષ્મ

"મીરાના પદો હૃદયને એકદમ અસર કરે તેવા છે સ્ત્રૈણ કોમળતાથી ભરેલી તેમની મનોરમ અને સ્વભાવસરળ ભાષા બ૰ જ સચોટ છે અને તેમના મનોભાવ એવા તો વેગવાન અને ઉન્માદી છે કે થોડા શબ્દોમા તે પોતાનુ સ્વરૂપ સુદર રીતે પ્રગટ કરી શકે છે

તેમના લખાણમા શ્રદ્ધાનુ જોસ એટલુ બધુ છે કે તે કહે છે તે વિષે દલીલ કે સત્યાસત્યતાનો તોલ કરવાનો અવકાશ રહેતો નથી પોતાના મનમા એ મસ્ત છે અને તેમની તે જાતની મસ્તી તેમના હૃદયને અને તેમની ભક્તિને ચારે પ્રકારના સૌન્દર્યથી શોભાવી રહી છે "*

મીરાના પદોની વાણી લલનાના જેવી લલિત, કોમળ, મધુર અને રસિક છે એમાથી સરલતા, સ્વાભાવિકતા અને સ્નેહાર્દ્રતાની ગાઢ છાપ ઊપસી આવે છે ×

"ઉપલક જોનારને મીરાના પદ કેવળ શૃગારમય લાગે પણ ગુજરાતમા (બલકે હિંદમા) એ પદ એ દૃષ્ટિથી જોવાના જ નથી એની ભક્તિનુ પાત્ર કોઈ સસારી જીવ નથી પણ પરમાત્મા શ્રીકૃષ્ણ છે

* જુવો, શ્રી હિંમતલાલ અનજારિયાકૃત 'સાહિત્યપ્રવેશિકા' પૃ૪ ૧૦

× સરખાવો શ્રી મુનશી Gujarat & its Literature —

Passion grace delicacy melody Miran has all these gifts.

પોતાના ઇષ્ટદેવમા મળી જવાની તેમની જોડે એકાકાર થવાની, ઉત્કટ ઇચ્છા માનુષી ભાષામા દર્શાવવા પ્રયત્ન કરતા—મથતા—આસક્ત જીવના ઉદ્‌ગારરૂપે જ એમના પદ છે ” *

## મીરાંનાં પદોની અકૃત્રિમતા :

દિલીપકુમાર ગેય ગાધીજીને મીરાના પદ સુદર કઠે સભળાવતા. એક વખતે ગાધીજીને મીરાના પદ કેવા લાગ્યા એવો પ્રશ્ન એમણે કર્યો ત્યારે ગાધીજીએ કહ્યુ —

“મીરાનુ ભજન ! સુદર ન હોય એમ બને ?—મીરાના ઘણા પદો મને પરિચિત છે—મારા સાબરમતી આશ્રમમા મહીંમહીંથી ગવાય છે આવો અનાવિલ આનદ બહુ ઓછા પદોમાથી મળે છે ”

દિલીપકુમારે તેમને બીજો પ્રશ્ન કર્યો “આપને મીરાના પદમા વિશેષતા કયા લાગે છે ?”

“ કયા ? તેની અકૃત્રિમતામા—બીજે કયા ? મીરાના ઉદ્‌ગારમા કૃત્રિમતાનુ નામ સુદ્ધા નથી મીરા ગીત ગાઈ ગાઈ છે તેનાથી ગાયા વિના રહેવાયુ નહિ માટે, સીધ્ધ હૃદયમાથી નીકળ્યુ છે કુદરતી ઝરણાની પેઠે, જાણે ફૂટી નીકળ્યુ ન હોય ! યશનો મોહ અથવા લોકોની વાહવાહ મેળવવાનો કઈ એ પદનો હેતુ થોડો જ હતો ?—જેમ ઘણા ચારણ ચારણીઓના ગીતનો હોય છે આ જ એની ‘ અપીલ ’ છે—જે કદી વાસી થવાની નથી ! ’ ×

* ( દી બા ઝવેરીકૃત ‘ માર્ગસૂચક સ્તભો, ’ ૧૯૪૮, બીજી આવૃત્તિ, પૃષ્ઠ ૭૭ )

× જુઓ દિલીપકુમાર રોયકૃત ‘ તીર્થસલિલ ’ ( અનુ૦ નગીનદાસ પારેખ ) આવૃત્તિ બીજી, ૧૯૪૧; પૃ ૫૩ ૫૫

૧

આત્મચરિત્રનાં પદો.

૨

વિરહ ઉત્કંઠાના પદો.

૩

વ્રજવૃંદાવન-વિહારીના પદો.

૪

પ્રાર્થના-વિનતિના પદો.

૫

દાસી ભાવના પદો

૬

હોરીના પદો.

૭

સાવન-મલ્હારના પદો

૮

સંત-મતના પદો

૯

ગુજરાતી ભાષામા પદો

[ 'મીરાંબાઈની પદાવલી 'નુ શ્રદ્ધેય સંપાદન હજી ગુજરાતમાં થયું નથી અને થવાનુ બાકી છે તે દરમ્યાન, એમના લાક્ષણિક પદોને, પરિચય દાખલ અહીં મીરા માધુરી નામે આપ્યા છે મીરાંબાઈના જીવન તથા કવનના "મનન" ગ્રંથમાં આપેલા વિવેચનને વિશદ બનાવવાના હેતુથી આ પદો અહીં ઊતાર્યાં છે

પદોને તેમાના વર્ણ્ય વિષય પ્રમાણે નવ ( ૯ ) જૂથ પાડીને અહીં સ્થૂલરૂપે રજૂ કર્યા છે પદોના વિષય એકમેકમા સમાતા હોવા છતા, આટલુ એક સાહસ કર્યું છે તેમાનુ પહેલુ ગુચ્છ મીરાંબાઈના આત્મ ચરિતને સ્પર્શતા પદોનુ છે પહેલા આઠ ગુચ્છની ભાષા નજ-હિંદી તથા રાજસ્થાનીની છાટવાળી છે છેલ્લું જૂથ ગુજરાતી ભાષામાં મળી આવતા પદોનુ બનાવ્યુ છે ( જુવો પાછળ, પૃ ૮૧-૮૨ 'પદોની ગોઠવણી' )

પ્રત્યેક જૂથમા આપેલા પદો, તેની પહેલી લીટીના અક્ષર પ્રમાણે અકારાદિ ક્રમે ગોઠવ્યા છે, જેથી પરિચિત પદને શોધી કાઢવાની સુવિધા રહે

# ૧

## આત્મચરિત્રનાં પદો

### ૧

અબ નહિં માનૂં રાણા! થારી, મૈં બર પાયો ગિરધારી—
મનિ કપૂર કી એક ગતિ હૈ, કોઊ કહો હજારી:
કંકર કંચન એક ગતિ હૈ, ગુંજ મિરચ ઈક સારી—અબ૦
અનડ ધણી કો સરણો લીનો, હાથ સુમિરની ધારી:
જોગ લિયો જબ કયા દિલગીરી? ગુરુ પાયા નિજ ભારી—અબ૦
સાધુ-સંગત મંહ દિલ ગજી, ભઈ કુટુમ્બ સૂં ન્યારી:
કોક બાર સમઝાઓ મોકૂં, ચલૂંગી બુદ્ધિ હમારી—અબ૦
લાજશરમ સબ હી મૈં હારી, યોં તન ચરણ અધારી:
મીરા કે પ્રભુ ગિરધર નાગર, ઝક મારો સંસારી!—અબ૦

### ૨

આલી! મ્હાને લાગે બ્રિંદાવન નીકો—
ઘરઘર તુલસી ઠાકુર-પૂજા, દરસણ ગોવિંદજી કો—
નિરમલ નીર વહત જમના મેં, ભોજન દૂધ દહી કો—
રતન સિંઘાસણ આપ બિરાજે, મુગટ ધર્યો તુલસી કો—
કુંજન કુંજન ફિરત રાધિકા, સબદ સુણત મોરલી કો—
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, ભજન વિના નર ફીકો—

### ૩

કબ નિરખૂં નજરભર દ્વારકા?
હિયો મ્હારો હુલસૈ, ચિત મ્હારો તરસૈ,
જાણુ ન દે પરવાર કા—કબ નિરખૂં૦

જદ મ્હારા પાવ પડે ઉણ મારગ,
પાપ કટે સંસાર કા—કબ નિરખૂં૦
પુરી મે જા, પરકમ્મા દેસ્યૂં,
દરસણ કર રણછોડ કા—કબ નિરખૂં૦
મીરા કે પ્રભુ ગિરધર નાગર,
જગ-સુખ તો દિન ચાર કા—કબ નિરખૂં૦

૪

પગ ઘુંઘરુ બાંધ મીરા નાચી રે—પગ ઘુંઘરુ૦
મૈં તો મેરે નારાયણ કી, આપ હિ હો ગઈ દાસી રે—પગ૦
લોગ કહૈ મીરાં ભઈ બ્હાવરી, ન્યાત કહૈ કુલ-નાસી રે—પગ૦
વિષ કા પ્યાલા રાણાજીને ભેજ્યા, પીવત મીરા હાસી રે—પગ૦
મીરા કે પ્રભુ ગિરધર નાગર, સહજ મિલે અવિનાશી રે—પગ૦

૫

બડે ઘર તાળી લાગી રે, મ્હારા મન રી ઉણારથ ભાગી રે—
છીલરિયે મ્હારો ચિત નહીં રે, ડાબરિયે કુણ જાવ?
ગંગા-જમના સૂં કામ નહીં રે, મૈં તો જાય મિલૂ દરિયાવ—બડે૦
હાલ્યા મોલ્યા સૂં કામ નહીં રે, સિક્ખ નહિ સિરદાર.
કામદારા સૂં કામ નહીં રે, મૈં તો જવાબ કરૂં દરબાર—બડે૦
કાચ કથીર સૂં કામ નહીં રે, લોહા ચઢે સિર ભાર
સોનારૂપા સૂં કામ નહીં રે, મ્હારે હીરા રો બ્યોપાર—બડે૦
ભાગ્ય હમારો જાગિયો રે, ભયો સમદ સૂં સીર
અમરીત પ્યાલા છાડિ કે, કુણ પીવે કડવો નીર?—બડે૦
પીપા કૂં પ્રભુ પરચો દિયો રે, દીન્હા ખજાના પૂર.
મીરા કે પ્રભુ ગિરધર નાગર, ધણી મિલ્યા છે હજૂર—બડે૦

૬

બરજી મેં કાહ કી નાહિ રહૂ—
સુણો રી સખી! તુમસે તન હોય કે, મન કી બાત કહૂ—
સાધ-સગતિ કરિ, હરિ સુખ લેઊં, જગ સૂ દૂર રહૂ
તન ધન મેરો સબહી જાવો, ભલ મેરો સીસ લહૂ—
મન મેરો લાગો સુમરણ સેતી, સબ કા મૈં બોલ સહૂ
મીરા કે પ્રભુ હરિ અવિનાશી, સતગુરુ સરણ ગહૂ—

૭

માઈ! મ્હાને ગોવિન્દ રા ગુણ ગાણા—
રાજા રૂઠયા નગરી ત્યાગા, હરિ રૂઠયા કઠે જાણા?—
રાણા ભેજ્યા વિષ રા પ્યાલા, ચરણામ્રત પી જાણા—
કાલાનાગ પીટાર્યાં ભેજ્યા, શાલગરામ પિછાણા—
મીરા ગિરધર પ્રેમ બ્હાવરી, સાવલિયા વર પાણા—

૮

માઈરી મ્હાને સુપન મે પરણ્યા દીનાનાથ—
સોતી મે સુપના આવિયા જી, ઘેર આઈ સુખપાલ—માઈ૦
સુપન મે તોરણ બાંધિયા જી, સુપને મે ગહ્યા હાથ
છપ્પન કોડ જાદવ પધારિયા જી, દુલ્હા શ્રી વ્રજનાથ—માઈ૦
અગ અગ હલદી મૈં કરી જી, સોધે ભીંજ્યો ગાત
રાતી પીરી ચુનર પહેરી, મેંહેદી સુરગના રહાગ હાથ—માઈ૦
સુપને મે મ્હાને પરણ ગયા જી, પાયા અચલ સુહાગ
મીરા રે ગિરધર મિલ્યા જી, પૂરવ જનમ રો ભાગ—માઈ૦

૯

મીરા મગન ભઈ હરિ કે ગુણ ગાય—
સાપ પિટારા રાણા ભેજ્યા, મીરા હાથ દિયા જાય
ન્હાય ધોય જબ દેખન લાગી સાલિગરામ ગઈ પાય—મીરા૦

જહર કા પ્યાલા રાણા ભેજ્યા, ઇમરત દિયા બનાય :
ન્હાય ધોય જબ પીવન લાગી, હો ગઈ અમર અંચાય—મીરાં૦
સૂળી સેજ રાણાં ને ભેજી, દીજ્યો મીરાં સુવાય :
સાંઝ ભઈ મીરાં સોવણ લાગી, માનો ફૂલ બિછાય!—મીરાં૦
મીરાં કે પ્રભુ સદા સહાઈ, રાખે વિઘન હટાય :
ભજનભાવ મેં મસ્ત ડોલતી, ગિરધર પર બલિ જાય !—મીરાં૦

૧૦

મેરો મન લાગો હરિજૂં સૂં, અબ ન રહૂંગી અટકી—
ગુરુ મિલિયા રૈદાસજી, દીન્હી જ્ઞાન કી ગુટકી :
ચોટ લગી નિજ નામ હરિ કી, મ્હારે હિવડે ખટકી—
માણકમોતી પરત ન પહિરૂં, મૈં કબ કી નટકી ? :
ગહેણો તો મ્હારે માલા દોવડી, ઔર ચંદન કી કુટકી—
રાજકુલ કી લાજ ગંવાઈ, સાધાં કે સંગ ભટકી :
નિત ઉઠિ હરિ કે મંદિર જાસ્યાં, નાચ્યાં દે દે ચુટકી—
ભાગ ખુલ્યો મ્હારો સાધ સંગત સૂં, સાંવરિયા કી બટકી :
જેઠ-બહૂ કી કાણ ન માનૂં, ઘૂંઘટ-પટ ગઈ પટકી—
પરમગુરુ કે સરણ મેં રહસ્યાં, પરણામ કરાં લુટકી :
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, જનમ મરણ સૂં છૂટકી—

૧૧

રાણાજી ! તુમ્હને જહર દિયો મૈંને જાની—
જૈસે કંચન દહત અગિન મેં, નિકસત બારા બાની :
મ્હારી પત પરમેશ્વર રાખી, સરણે સારંગપાની—રાણાજી૦
અપને કુલ મેં પરદા કરિયે, મેં અબલા બહુરાની :
લોકલાજ કુલ કાણ જગત કી, દઈ બહાય જસ પાની—રાણાજી૦

તીગ્ગ્સ તીગ લગ્યો મેરે હિયરે, ગગ્ડ ગયો સનગ્ગણી
મુન્ધગ્ દેશ મેડતો માહી, જ્યારી બેટી કહાણી—ગણાજી૦
સબ સતન પર તનમન વારો, ચરનકમલ લપગ્ગણી
મીરા કે પ્રભુ ગખ લઈ હૈ, દાસી અપણી જાણી—ગણાજી૦

૧૨

ગણાજી ! થે ક્યાને ગખો મ્હા સૂ બૈર ?—
થે તો ગણાજી ! મ્હાને ઈસડા લાગો, જ્યૂ વૃક્ષન મે કેર—
મહલ અટારી હમ સબ ત્યાગ્યા ત્યાગો થારો બસનો સહેર—
કાજલ ટીકી ગણા ! હમ સબ ત્યાગા, ભગવી ચાદર પહેર—
મીરા કે પ્રભુ ગિરધર નાગર, ઇમરિત કર દિયો ઝહેર—

૧૩

ગણાજી ! નહિ ભાવે, થારો દેસનડો રંગ રૂડો—
થારા દેસા મેં ગણા ! સાધ નહીં છૈ, લોગ બસે સબ કૂડો
ગહણા ગાઠી ગણા ! હમ સબ ત્યાગ્યા, ત્યાગ્યો કર રો ચૂડો—
કાજલ ટીકી હમ સબ ત્યાગ્યા ત્યાગ્યો હૈ બાધન જૂડો
મેવા મિસરી મેં સબ ત્યાગ્યા, ત્યાગ્યા છૈ સક્કર બૂરો—
તન કી આસ કબહુ નહિં કીની, જ્યૂ રણમાહીં શૂરો
મીરા કે પ્રભુ ગિરધર નાગર, બર પાયો મૈં પૂરો—

૧૪

ગણાજી ! મ્હાને યા બદનામી લાગે મીઠી—
કોઈ નિન્દો કોઈ બિન્દો મે ચલૂંગી ચાલ અનૂઠી—
સાકડી ગલી મે સુરુજી મિલિયા, ક્યૂ કર ફિરૂ અપૂઠી ?
સદગુરુજી સૂ બાતા કરતા, દુરજન લોગા ને દીઠી—
યો મન મેરો હરિ મે બસિયો જૈસે રંગ મજીઠી
મીરા કે પ્રભુ ગિરધર નાગર, દુરજન જલો જ્યૂ અ ગીઠી !—

***

૧૫

રાણાજી! મ્હૈં તો ગોવિંદ કા ગુણ ગાસ્યાં—
ચરણામ્રિત કો નેમ હમારે, નિત ઉઠ દરસણ જાસ્યાં—
હરિમંદિર મેં નિરત કરાસ્યાં, ઘૂઘરિયા ઘમકાસ્યાં—
રામ-નામ કા જહાજ ચલાસ્યાં ભવસાગર તર જાસ્યાં—
યહ સંસાર બાડ કા કાંટા જ્યાં સંગત નહિ જાસ્યાં—
મીરા કે પ્રભુ ગિરધર નાગર, નિરખ પરખ ગુણ ગાસ્યાં—

૧૬

સીસોદ્યો રૂઠ્યો તો મ્હારો કાંઈ કર લેસી?
મ્હે તો ગુણ ગોવિંદ કા ગાસ્યાં, હો માઈ—
રાણોજી રૂઠ્યો વાં રો દેસ રખાસી
હરિ રૂઠ્યા કિઠે જાસ્યાં? હો માઈ—
લોકલાજ કી કાણ ન માના,
નિરભે નિસાણ ઘુરાસ્યાં, હો માઈ—
રામ નામ કી ઝાઝ ચલાસ્યાં,
ભવસાગર તર જાસ્યાં હો માઈ—
મીરા સરણ સાંવલ ગિરધર કી,
ચરણકંવલ લપટાસ્યાં હો માઈ—

૧૭

હેલી! મ્હાસ્યું હરિ બિન રહ્યો ન જાય—
સાસૂ લડે, નણદ મ્હારી ખીજૈ, દેવર રહ્યો રીસાય
પહરા બિઠાયો, ચૌકી મેલ્હી, તાલો દીયો જડાય—હેલી૰
પૂરવ જનમ કી પ્રીત પુરાણી, સો ક્યું છોડી જાય?
મીરાં કે પ્રભુ ગિરધર કે બિન ઔર ન આવે દાય—હેલી૰

---

## ૨

## વિરહ-ઉત્કંઠાનાં પદો

૧

આઓ મનમોહના જી ! જોઉં થારી બાટ—
ખાનપાન મોહિ નેક ન ભાવે, નૈનણ લગે કપાટ—
તુમ આયા બિન સુખ નહિં મેરે, દિલ મેં બહોત ઉચાટ—
મીરા કહે મૈં ભઈ રાવ રી, છાંડો નાહિ નિનાટ—

૨

આઓ મનમોહના જી ! મીઠા થાના બોલ—
બાલપણા કી પ્રીત રમઈયાજી ! કદે નહિં આયો થારો તોલ—
દરસણ બિન મોહિ જક ન પરત હૈ, ચિત મેરો ડાવાડોલ—
મીરા કહૈ મૈં ભઈ રાવ રી, કહો તો બજાઉં ઢોલ—

૩

આલી રે ! મેરે નણા બાન પડી—આલી રે૦
ચિત્ત ચઢી મેરે માધુરી મૂરત, ઉર બિચ આન અડી—
કબ કી ઠાડી પંથ નિહારૂં, અપને ભવન ખડી—
કૈસે પ્રાણ પિયા બિન રાખૂં, જીવન-મૂલી જડી—
મીરા ગિરધર હાથ બિકાની, લોગ કહે બિગડી !—

૪

ઉડ જા રે કાગા બન કા, મેરા સ્વામ ગયા બોહો દિન કા રે—
તેરે ઉડા-સ્યૂં રામ મિલેગા, ધોખા ભાગે મન કા રે—
ઇત ગોકુલ, ઉત મથુરા નગરી, હરિ હૈ ગાઢે દિલ કા રે—
આપ તો જાય બિદેસાં છાયે, હમ બાસી મધુબન કા રે—
મીરા કે પ્રભુ હરિ અવિનાસી, ચરણકંવલ હરિજન કા રે—

૫

ઉધો ! મ્હારે મન કી મન મે રહી—ઉધો૦
એક સમૈ મોહન ઘર આયે, મૈં દધિ મથત રહી
યા દુનિયા કો જૂઠો ધંધો, મૈં હરિ કો બિસર ગઈ—
વા કપટી કી કા કહૂ ? ઉધો ! વચન પ્રતીત નહીં
નૈન હમારે ઐસે ઝૂરે, જૈસી ઉનગી ગંગ વહી !—
ઈત ગોકુલ ઉત મથુરા નગરી બીચ મે જમુના વહી
આપ મોહનજી પાર ઉતર ગયા હમ સૈં કછુ ના કહી—
બ્રજબનિતા કો સંગ છાડિ કે કુબજા-સંગ લઈ
મીરા કે પ્રભુ ગિરધર અબિનાસી, ચરણા લિપટ રહી—

૬

ઐસી લગન લગાય, કહાં જાસી ?—ઐસી૦
તુમ દેખે બિન કલ ન પડત હૈ, તડફતડફ જીવ જાસી—
તેરે ખાતિર જોગન હૂંગી, કરવત લૂંગી કાસી—
મીરા કે પ્રભુ ગિરધર નાગર, ચરણકંવલ કી દાસી—

૭

કહો ને જોસી પ્યારા રામ મિલણુ કદ હોસી ?—
જો જોસી મોહે પ્રભુ મિલે, તો હીરા જડાવૂ થારી પોથી—
જો જોસી મોહે પ્રભુ ના મિલે, તો જૂઠી પડે થારી પોથી—
મીરા કે પ્રભુ ગિરધર નાગર, રામ મિલે સુખ હોસી—

૮

કાન્હા, તેરી રે જોવત રહ ગઈ બાટ—કાન્હા૦
જોવત જોવત ઈક પગ ઠાડી, કાલિન્દી કે ઘાટ—
કપટી પ્રીત કરિ મનમોહન, યા કપટી કી બાત—
મીરા કે પ્રભુ ગિરધર નાગર, દે ગયો મજ ચાટ—

***

૯

કોઈ કહિયો રે પ્રભુ આવન કી :
આવન કી મનભાવન કી—કોઈ૦
આપ ન આવૈ, લિખ નહિ ભેજૈ, બાણ પડી લલચાવન કી :
એ દોઉ નૈણ કહ્યો નહિ માને, નદિયાં બહૈ જૈસે સાવન કી—
કહા કરૂ ? કછુ નહિ બસ મેરો, પાખ નહિ ઉડ જાવન કી :
મીરાં કે પ્રભુ! કબ રે મિલોગે ? ચેરી ભઈ હૂ તેરે દાંવન કી—

૧૦

કંવલ-નૈન આપને ગુન, મન અમારા, બાધિયો હૈ ભાઈ—
તીખણુ તીર વેધ શરીર, દૂરિ ગયો ભાઈ—
લાગ્યો તબ જાણ્યો નાહીં, અબ ન સહ્યો જાઈ—
તંત મંત ઔખદ કરુ, તઉ પરિ ન જાઈ—
હૈ કોઊ ઉપકાર કરે? કઠિન દર્દ રી ભાઈ—
નિકટિ હો તુમ દૂરિ નાહીં, વેગિ મિલો આઈ—
મીરા ગિરધર દયાલ, તન કી તપત બુઝાઈ ! * —

૧૧

ઘડી એક નહિં આવડે, તુમ દરસણ બિન મોય :
તુમ હો મેરે પ્રાણજી, કા સૂં જીવણ હોય ?
ધાન ન ભાવૈ, નિંદ ન આવૈ, બિરહ સતાવૈ મોય :
ઘાયલ-સી ઘૂમત ફિરુ રે, મેરો દરદ ન જાણૈ કોય !
દિવસ તો ખાય ગમાઈયો રે, રૈણ ગમાઈ સોય :
પ્રાણ ગમાયા ઝૂરતા રે, નૈણ ગમાયા રોય !
જો મૈં ઐસી જાણતી રે, પ્રીતિ કિયા દુખ હોય :
નગર ઢંઢોરા ફેરતી રે, પ્રીતિ કરો મત કોય !
પંથ નિહારું, ડગર બુહારુ, ઊભી મારગ જોય :
મીરાં કે પ્રભુ ! કબ રે મિલોગે ? તુમ મિલિયા સુખ હોય !

* 'ગ્રંથસાહેબ . ભાઈ બન્દે કી બીડ 'માંથી ઉદ્ધૃત.

૧૨

તનક હરિ! ચિતવૌ જી મોરી ઓર—તનક૦
હમ ચિતવત તુમ ચિતવત નાહીં, દિલ કે બડે કઠોર—
મેરે આસા ચિતવનિ તુમ રી, ઔર ન દૂજી દૌર
તુમ સે હમ કૂ એક હૌ જી, હમ-સી લાખ કરોર—
ઊભી ઠાઢી અરજ કરત હૂં, અરજ કરત ભયો ભોર
મીરાં કે પ્રભુ હરિ અવિનાસી દેસ્યૂં પ્રાણ અકોર—

૧૩

તુમરે કારન સબ સુખ છડિયા
અબ મોહિ ક્યૂં તરસાવો હો? પ્રભુજી!
બિરહ બિથા લાગી ઉર અંતર,
સો તુમ આય બુઝાવો હો પ્રભુજી!
અબ છોડત નહિં બણે પ્રભુજી,
હસ કર તુરત બુલાવો હો પ્રભુજી!
મીરાં દાસી જનમ-જનમ કી,
અંગ સે અંગ લગાવો હો પ્રભુજી!

૧૪

દરસ બિન દૂખણ લાગે નૈન—દરસ બિન૦
જબ સે તુમ બિછુડે પ્રભુ! મોરે કબહુ ન પાયો ચૈન—
સબદ સુણત મેરી છતિયાં કાંપે મીઠે લાગે બૈન—
બિરહ કથા કાસૂં કહૂં ? સજની! બહ ગઈ કરવત ઐન—
કલ ન પરત પલ, હરિ મગ જોવત ભઈ છમાસી રૈન—
મીરા કે પ્રભુ! કબ રે મિલોગે, દુખમેટન સુખદૈન?—

***

## ૧૫

દેખો, સઈયાં ! હરિ મન કાઠ કિયો—
આવન કહિ ગયો, અજહું ન આયો, કરિ કરિ વચન ગયો—
ખાનપાન સુધ બુધ સબ બિસરી કૈસે કરિ મૈં જિયો ?—
બચન તુમ્હારે તુમ્હી બિસરે મન મેરો હર લિયો—
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, તુમ બિન ફાટત હિયો !—

## ૧૬

નાતો હરિનાવ કો મ્હાંઈ, મો સૂં તનક ન બિસર્યો જાઈ—
પાના જ્યૂં પીલી ભઈ, લોગ કહે પિંડ રોગ
છાને લાંઘણ મે કિયા જી, રામ મિલણ કે જોગ—નાતો૦
બાબુલ બૈદ બુલાઈયા, પકડિ દિખાઈ મ્હારી બાંહિ
મૂરખ બૈદ ન જાનહિ મ્હારે કરક કલેજા માંહિ—નાતો૦
બદ! જાવો ઘર આપણે મ્હારો નાવ ન લેઈ
મૈં તો દાધી હરિ નાવ કી મોહિ કાહે કો દુ ખ દેઈ ?—નાતો૦
કાઢિ કલેજો મૈં ધરૂં કાગા! તુ લે જાઈ
જા દેસા મ્હારો પિવ બસૈ વ દેખે તૂ ખાઈ—નાતો૦
છિન આગનિ છિન મંદિરે છિન છિન ઠાડી હોઈ
ઘાઈ જ્યૂં ઘૂમત ફિરૂં મ્હારી બિથા ન બૂઝે કોઈ—નાતો૦
તન સૂખિ પિંજર ભયૌ સૂના મરઠ કી છાહા
આગલિયા ી મૂંદડી મ્હારે આવણ લાગી બાહા—નાતો૦
રે રે પાપી પપિયડા! પીવ મા નામ ન લેઈ
જો કોઈ વિરહણી સાંભળે સખા! પિવ મારણ જીવ દેઈ—નાતો૦
મ્હારો નાતો નામ કો ર ઓર ન નાતો કોઈ
મીરાં વ્યાકુલ વિ હણી રે, પિયા દરસણ દીજો મોઈ—નાતો૦

***

૧૭

નૈણા લોભી રે, બહુરિ સકે નહિં આય—
રોમ રોમ નખસિખ સબ નિરખત, લલકિ રહે લલચાય—
મે ઠાડી ગ્રિહ આપણે રી, મોહન નિકસે આય
બદન ચંદ પરકાસત હેલી મંદમંદ મુસકાય—
લોક કુટુંબી બરજિ બરજહીં બતિયા કહત બનાય
ચંચલ નિપટ અટક નહિં માનત પરહથ ગયે બિકાય—
ભલો કહૌ, કોઈ બૂરી કહૌ, મૈં સબ લઈ સીસ ચઢાય
મીરા પ્રભુ ગિરધરનલાલ બિન, પલ છિન રહ્યો ન જાય !—

૧૮

પપઈયા રે ! પિવ કી બાણિ ન બોલ—પપઈયા રે૦
સુણિ પાવેલી બિરહણી રે, થારી રાળેલી પાંખ મરોડ—પપઈયા રે૦
ચાંચ કટાઊં પપઈયા રે, ઉપર કાળો રે લૂણ
પિવ મેરા, મૈં પિવ કી રે, તૂ 'પિવ' કહેસ કુણ ?—પપઈયા રે૦
થારા સબદ સુહાવણા રે જો પિવ મેળ્યા આજ
ચાંચ મઢાઊં થારી સોવની રે તૂ મેરો સિરતાજ—પપઈયા રે૦
પ્રીતમ કૂ પતિયા લિખૂ રે, કાગા ! તૂ લે જાય
જાઈ પ્રીતમ-જાસૂ યૂં કહૈ રે 'થારિ બિરહણ ધાન ન ખાય —
મીરા દાસી વ્યાકુલી રે 'પિવ પિવ' કરત બિહાય
વેગિ મિલો પ્રભુ અંતરજામી, તુમ બિન રહ્યો ન જાય—પપઈયા રે૦

૧૯

પરમ સનેહી રામ કી, નિત ઓળૂ રે આવે
રામ હમારે હમ હૈં રામ કે, હરિ બિન કછુ ન સુહાવે—
આવણ કહ ગયે અજહું ન આયે, જીવડો અતિ ઉકલાવે
તુમ દરસણ કી આસ રમૈયા કબ હરિ દરસ દિખાવે ?
ચરણકંવલ કી લગની લાગી નિતનિત દરદ દુખ પાવૈ—
મીરા કૂં પ્રભુ દરસણ દીજ્યો આણંદ બરણ્યૂં ન જાવૈ—

